# કુંડળ અને કુટુંબ.

## ભા. ૨ જો.

ગ્રન્થોદય ગ્રન્થમાળા મણકો ૨ જો.

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

## ભાગ ૨ જો.

### સુધારાનો માર કે ફેશનનો માર !

અથવા

### આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ.

દોહરો

ન્હ્યાગન છે હીરો, ગુણવતી છે નાર,
જેના વશમા તે વશે, ધન્ય તેનો અવતાર

લખનાર
ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ.
ગનપુર અમદાવાદ

પ્રકાશક
હરીભાઈ દલપતરામ પટેલ.
શાહપુર અમદાવાદ

મુલ્ય—બાર આના.

પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

અમદાવાદ શાહાપુર વનમાળી વાંકાની પોળમાં હરીભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી



* * *

### शार्दूल विक्रीडित छंद.

सानंदं सदनं सुताश्च सुधियः कांता न दुर्भाषिणी ।
स्वेच्छापूर्णधनं स्वयोषिति रतिः स्वाज्ञापराः सेवकाः ॥
आतिथ्यं विभुचिंतनं प्रतिदिनंमिष्टान्नपानं गृहे ।
साधो र्मैत्र्यमरोगिता च सततं धन्यो गृहस्थाश्रमः ॥

**चाणक्य नीति**

* * *

આનંદયુક્ત ઘર, સારી બુદ્ધિવાળા સંતાનો, મધુર બોલનારી સ્ત્રી. ઇચ્છા પૂર્ણ થઇ શકે તેટલું ધન, માત્ર પોતાની સ્ત્રીમાં પ્રીતિ, આજ્ઞા પાળનાર ચાકર, પરોણાગત, પ્રતિદિવસ ઇશ્વર ચિંતન, ઘરમાં રૂચતા અન્નપાન, સજ્જનની મિત્રતા તથા નિરંતર નિરોગીપણું એટલાએ યુક્ત ગૃહસ્થાશ્રમ ધન્ય જાણવો.

આચાર પ્ર-રત્ન

# શ્રી સરસ્વતિ પ્રેમશૌર્ય મંદિર.

## સ્નેહરશ્મિ.

## યુગલ કાવ્ય.

---

### દોહરા.

તન જુદા મન એકડા, નહિ આપણ કે આડ.
જેતના જન એકજ કહે, શંકર ને ગણછોડ
મન બુદ્ધિનો મોકળો, મારગ અને માટ,
વાટ વિચગતા તાગ એ, વડ ઝમોક ત્યા વાટ
નાગથ આંખ્યા માકળો, તનથી કરીને તાડ,
જીવન જડાયા જુક્તિથી, શંકર ન ગણછોડ
એક એકના ઉરથકી ઉભગ નીકળે આગ,
વ્યાસ રતિની વૃત્તિમા, હરી ત્રિભુવન હાર
વટે વદે પાગ ના વટે, પ્રેમ તગગી કોડ,
ગતિ ગગી સમ ગજતા શંકર ને ગણછોડ

# કહ્યાગરો દીકરો

" पित्रोराज्ञां पालयति सेवने च निरालसः ।
छायेव वर्तते नित्य यतते चागमायवै ॥

જે માતા પિતાની આજ્ઞા પાળે, તેમની સેવામાં આળસ ન કરે, નિરંતર તેમની છાયાની પેઠે અનુસરે અને સર્વદા ધન સંપાદન કરવામાં યત્ન કરે તે સુપુત્ર કહેવાય છે,

શુક્રનીતિ.

नास्ति मातृ समं देव नास्ति पितृ समो गुरुः ।
नताभ्यामननुज्ञातो धर्ममेक समाचरेत् ॥

માતા સમાન કોઈ દેવ નથી તથા પિતા સમાન કોઈ વડીલ નથી માટે સતપુત્રે હમેશ માબાપની આજ્ઞા વિના કોઈ પણ કાર્ય કરવું નહીં

ઔશનસ સ્મૃતિ

गुरुणां चैव सर्व्वेषां माता परमको गुरुः ।
माता गुरु तराभुमेः स्वात् पितोऽप्यतरस्तथा ॥

સુપુત્રને હમેશા સર્વ ગુરુ મધ્યે માતા પરમ ગુરુ છે માતા પૃથ્વીના કરતા ગુરુ છે, અને પિતા આકાશ કરતા પણ પરમ ગુરુ છે

મહાભારત-અનુશાસન પર્વ

आशासतेहि पुत्रेषु पिता माता च भारत ।
यशः कीर्तिमथैश्वर्यं प्रजा धर्म्मं तथैव च ॥
तयोराशान्तु सफलाय: करोति सधर्म्मवित् ॥

પિતા માતા પુત્રને વિષે કીર્તિ, ઐશ્વર્ય, સંતાન અને ધર્મની આશા કરે છે માટે જે પુત્ર માતા પિતાની આશા પૂર્ણ કરે છે તેજ સુપુત્ર કહેવાય છે.

પ્રમાણસહસ્રી—આચાર પ્રકરણ



# ગઝલ.

જગમા ધન્ય તે સુતને, વધારે નિત્ય આપેછે
પિતા માતાની ભક્તિ જે, તીર્થ સમ તુલ્ય માપેછે
ધરેછે ધ્યાન તેનુ તે, ઉપાસક એકનુ મનમા.
અવરનો ભેદ અંતરથી, કગાની સાથ કાપેછે.
વદનથી વાણીના ઝરણો, ઝરંતા ગાજ ઝીલે છે,
પુનિત ભાવો ત્યા ખીલીને, સદનમા શાંતિ વ્યાપેછે
ખલકમા ખાસ ખાંતેથી, ખરૂ લીધુ છે ખોળીને
શ્રવણ શંકર કાવડને, અંતર દ્રષ્ટિથી ટાપેછે

# ગુણવંતી નાર

**" परुषाण्यपिचाक्ताया दृष्टा कुद्धे न चक्षुषा ।**
**सुप्रसन्न मुखी भर्तुर्या नारीसा पातव्रता ॥**

પતિયે કઠોર વચન કહ્યા હોય, તથા ક્રોધ દૃષ્ટિયે જોયુ હોય, તોપણ તેના પ્રત્યે જે નારી સારી રીતે પ્રસન્ન મુખવાળી રહે તે પતિવ્રતા કહેવાય છે મહાભારત

**शुश्रूषां परिचर्या च करोत्यविमनाः सदाः ।**
**सुप्रतीता विनीता च सानारी धर्मभागिनी ॥**

જે સ્ત્રી પ્રસન્ન મને કરી નિરંતર ધણીની સેવા ચાકરી કરે, મર્યાદામા રહે અને વિનય રાખે તે ધર્મીષ્ટ ગુણવતી ગોરી જાણવી પ્રમાણસહસ્રી—આચાર પ્રકરણ

**श्वश्रूश्वशुरयोः पादौजोषयंती गुणान्विता ।**
**माता पितृ परा नित्यं यानारी सातपोधना ॥**

જે ગુણવાન સ્ત્રી નિત્ય સાસુ સસરાના ચરણ સેવે અને માતા પિતાની ભક્તિમા તત્પર રહે તેને પરમ તપસ્વિની સ્ત્રી જાણવી ચાણક્ય નીતિ

**नसास्त्रीत्यभिमंतव्यायस्यां भर्तानतुष्यति ।**
**तुष्टे भर्तरिनारीणां तुष्टः स्यात्परमेश्वरः ॥**

જે સ્ત્રીમા પતિ સતોષ પામતો નથી તેને સ્ત્રી માનવી નહી, સ્ત્રીઓને પતિ પ્રસન્ન થયે પરમેશ્વર પ્રસન્ન થાય છે"

પ્રસંગ રત્નાવળી

# પ્રસ્તાવના.



સાહિત્ય ઉદયાચળપર ગુજરાતી સરલ ભાષા ભાનુના ઉદય કાળમા સદ્‌વિદ્યા કાસારમા સેંકડો કાવ્ય કમળો વિકાસી કાવ્ય પરાગ પ્રસરાવવા મગમગાટ મારી રહ્યા છે. આવા અનુપમ ઉદય કાળમા મારા તરફથી 'કુંદન અને કુસુમ' નો પ્રથમ ભાગ બ્હાર પડી ગયો છે, અને તેની કદરદાન આલમ તરફથી સારી કદર થવાથી પ્રસ્તુત નવલ કથાનો બીજો ભાગ બ્હાર મૂકવાનુ સાહસ કરવામા આવે છે

વિલાસી વિબુધ વાચક વૃંદને પ્રથમ ભાગ દ્વારા વર્ત્તમાન વખતના વર્ત્તમાન વર્ત્તકારોના વિવિધ વર્ત્તનોનુ કાંક કાંક દીગ-દર્શન કરાવ્યુ છે આધુનિક આર્ય ઘર સસાર નાટકની પ્રથમ જવનિકા ઉપાડી સૂત્રધર વિલિયમ પુરૂષોત્તમરાય સુત્રધાર પાસે વસ્તુના મગલ વાસ્તે નાન્હી કરાવી પ્રથમ અકની શરૂઆત કરી દીધી છે. વિદ્વાન પ્રેક્ષકો સમક્ષ રગભૂમિ પર વિવિધ પાત્રો કુંદન, કુસુમ, કાન્તા, કેસર, કપિલા, મણીલક્ષ્મી, પુરૂષોત્તમરાય, નવનિતલાલ, રસિકલાલ, નવલશકર, ગીરજાગવરી, લલિતા, સુભદ્રા, હીરાલાલ, ભાનુશકર, મધુકર અને જયન્તીલાલને ઉતારી તેમના મનોભાવનો મનહર ચિતાર બતાવી પ્રથમ અક ખતમ કર્યો છે

નવલ કથાના બીજા ભાગમા અર્થાત્ બીજા અકમા વિવિધ પાત્રોને રસ, વસ્તુ ભાવ, આચાર અને વિચારથી ઉભ-રાતા રગભૂમી પર ઉતારી આર્યસસારનુ અસરકારક પ્રતિબિંબ

બતાવવાનો યથામતી અને યથાશક્તિ યત્ન કરવામાં આવ્યો છે. કુવારી કન્યાને કન્યાકાળ વ્યતિત થતાં સુધી અર્થાત્ પરણતાં સુધી તેના વડીલો તરફથી તેને કેવાં વિતકણા વીતે છે, કુળના કુવામા ઉતારેલી કોમળ કન્યાધેનુને ઘર સંસારનું ધુંસરૂં ધારણ કરતાં કેટલી મુશ્કેલી નડે છે, મહા મહા દુ:ખો વેઠી ઉછેરેલા દીકરાઓ વૃદ્ધાવસ્થામાં માબાપની કેવી ચાકરી કરેછે, અંગ્રેજી કેળવણી લેતી નવ યુવાન યુવતીઓ અંગ્રેજી સાચુ ભણતર ભણવું ભૂલી જઇ ફેશન અને સુધારાનું ભણતર ભણી આર્ય સંસારની કેવી પાયમાલી કરે છે હદ ઉપરાત લાડ પાનમા ઉછરી મોટી થએલી ગૃહસ્થ બાળાઓ પુખ્ત ઉમરે આવતા સાસરામા વડીલ જનોની કેવી આમન્યા રાખે છે, સાસુ સસરા પોતાની ફરજો ભૂલી જઇ ગરીબ ગાય જેવી વહુને કેવી ગરદન મારેછે, કન્યાના માતા પિતા કન્યાધન ઉપર તાગડધિન્ના કરવા સારૂ કન્યાને ગૃહસ્થાઇ અને પટલાઇની ચિતામા જીવતી સુવારી કુળના કાષ્ટથી તેને કેવી રીતે બાળે છે વિગેરે બોધદાયક વિષયોનો સારી રીતે સમાવેશ કરવામા આવ્યો છે, આશા છે કે આ સર્વ વસ્તુની પ્રેક્ષક વાચક હંસસાર ગ્રાહી થઇ સારાસારનું ગ્રહણ કરી લેખકને કૃતાર્થ કરશેજ ! ! !



# પ્રસ્તાવના.



## ( આવૃત્તિ બીજી. )



જમાનાની આગળ વધતી ગતિ સાથે નવલ કથા સાહી-ત્યની કૃતિ પણ કાંક આગળને આગળ વ્યવહાર કક્ષાના દૃષ્ટિબિંદુમા આગળ વધે છે. પ્રજામા નવલકથા વાંચનનો શોખ વધવો એક ઉદય માર્ગનુ શુભ ચિન્હ છે. પ્રજાવર્ગ પણ હવે વાંચક અને વિવેચક સારી રીતે થતો જાય છે એટલે હવે આત્મશ્લાઘાના લંબાણ ખુલાસાઓ લેખકને લખવાની આવશ્યકતા રહેતી નથી આ નવલ કથાના બીજા ભાગની પણ બીજી આવૃત્તિ કાઢવામા આવી છે. આ ભાગમાં પણ પ્રથમ ભાગની માફક ચિત્રદર્શન કથાનો નવીન ઉમેરો કરવામા આવેલ છે. એટલે વધુ વિવેચન નહી કરતા તેની કસોટી કદરદાન વાંચક ગણનેજ સોપી વિરામી આનંદ પામું છુ.

| | | |
|---|---|---|
| રાયપુર પખાલીની પોળ<br>અગડાવાડ—**અમદાવાદ.**<br>જન્માષ્ટમી-સંવત ૧૯૭૧ | } | લી<br><br>રણછોડલાલ મહાસુખરામ કવિ |

# જય જનની ગુજરાત.

## રાગ માઢ.

જય જનનિ ગુજરાત અમારી જય જનનિ ગુજરાત
શુદ્ધ સુપુત્રોની માત અમારી જય જનનિ ગુજરાત
રસવાળી કસવાળી રૂપાળી યશથી વિભુષિત અંગ,
રંગ ને પ્રાગ અનુપમ વાળી રગજ તારા અભંગ
સરવર તરવર મનોહર ફળફુલ મુક્તામણી મુલ્યવાન
ધાતુ ધાન્ય ને ઔષધી આપી સંતોષે સંતાન
અગણિત આકૃત અસ્મિતા પરી માતી નીમે મળરૂપ
દંડ પ્રચંડ સહ્યા પણ દેવી એવી ને એવી અનુપ
પાવાગઢ આરાસુર આબુ ઉંચા ચડી આકાશ,
ગુણવતી ગુણ તારા ગજાવે ઇચ્છે અમર ગણ વાસ
અન્ય ભુમિની ઉણપ ટાળે આશ્રય આપે અથાગ.
પર ઉપકારી પનોતી પુનિતા તુ કુદરતના બાગ
દાતાર ભક્ત શુર નરવરથી સદન સદન શ્રંગાર,
ઇચ્છા મહાસુખરામ તણી એ પુરીને પાર ઉતાર

સ્વર્ગસ્થ કવિ મહાસુખરામ નરભેરામ

# અનુક્રમણિકા.







ભાગ ૨ જો.

( આવૃત્તિ બીજી )

# કુંદન અને કુસુમ.

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ

બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવલ

# કુંદન

અને

# કુસુમ.

## આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ,

અથવા

## સુધારાનો સાર કે ફેશનનો માર !

ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### સુધારાનો સાર કે હંટરનો માર !

દોહરો.

વડીલ ને માબાપનું, કહ્યું ન ધારે કાન;
સુધરેલો વિદ્વાન પણ, તોયે સમજવો શ્વાન

સાંપ્રત સમયના સુધારાના યોગમાં પૂજન તરીકે પ્રેમદા ગણાય છે, પાઠ તરીકે ઠાઠમાઠ ગણાય છે, સ્તુતિમાં પારકાની

ખુશામત ગણાય છે, વૈરાગ્યમાં દેશ ઉપર વિરાગ ગણાય છે, ધ્યાનમાં લાડી ગાડી લેખાય છે, આચમનમાં મધપાન વપરાય છે, જ્ઞાનમાં ગુમાન ગણાય છે અને દાનમા થેન્ક યુ અપાય છે.



આવ્યો સુધારો કૈંનિ બાબરે જેન્ટલમેન બની ફરે ફરે,
બ્રાન્ડી સોડા ચિરૂટ ટી પી નોનસન્સ યસ નો કરે કરે.
બુટ પાટલુન કોટ વાસ્કુટ અક્કડ થઈને ધરે ધરે,
બાઇસીકલ પર બેસી ફક્ડ બ્યુટીમા નિત મરે મરે





અન્ન લુણ વિના, મન માયા વિના, તન શક્તિ વિના, ધર્મ સત્ય વિના, ધન ઉદારતા વિના, રાજ્ય ન્યાય વિના, વિદ્યા નીતિ વિના, અને સ્ત્રી પતિવ્રત વિના જગતમા ધિઃક્કારને પાત્ર થાય છે તેમ માત પિતાની ભક્તિ વગરનો વિદ્વાન અને બુદ્ધિવાન પુત્ર પણ તિરસ્કારને પાત્ર થાય છે.

* * * *

'ભોગી ભોગ તજે છત, ત્યાગી સજે જપ તપ
પૂર્વે રવી પ્રકટી રહે, જાગો થયું પ્રભાત

રામરત્ન

અંધારૂં પાતળુ થવા લાગ્યું. તારાદ્યુતી ધીમે ધીમે નિતરવા લાગી. એક પછી એક ડોકીઆ કરતા તારાગણો આસ્તે આસ્તે અદર્શ થવા લાગ્યા. ચતુર ચંદ્રરાજ ત્વરાથી કદમ ઉપાડતો અસ્તાચળ ભણી ઉપડી ગયો. ભગવાન સૂર્યનારાયણ પોતાના તેજસ્વી રશ્મિ ફેલાવતા પૂર્વમા પ્રગટ થવા લાગ્યા. કુવારી કન્યાના

કપાળમા કરેલી કંકુની આડ સમાન આભ પૂર્વમાં રાતુચોળ થવા લાગ્યું. પખીઓ માળામાથી ઉડી ઉડી કલરવ કરતા આકાશમા ફરવા લાગ્યાં. સુધાકરના સામ્રાજ્યની શીતળ શાન્તિમા નિદ્રાવશ થએલુ જગત ધીમે ધીમે જાગૃત થવા લાગ્યુ. યોગીજનો યોગ ક્રિયામા તલ્લીન થયા. ભોગીજનો ભોગ પરહરી સસારમા પ્રવૃત્ત થયા. વિદ્યાના ઉપાસીઓ વિદ્યામાં ગુથાયા; કેમકે

* * * *

ઝાખા ઝાખા થતા તારલા એક એક લય પામે,
પૂર્વ દિશામા કસુબી રંગે રવિ કિરણો નભ જામે,
પખી કલરવ કરી દશાએ જાગી જગ જ્યાં પ્રભાત આવે

રામરતન

આવા સુદર પવિત્ર પ્રભાતમા આપણી નવલ કથાની નાયિકા કુસુમના કથ મધુકરના પિતા વિઠ્ઠલરાય પોતાના બિછાનામાથી જાગી પ્રભાતીઆ લલકારવા લાગ્યા. મધુકરની માતા ધનલક્ષ્મી પણ પથારી પરહરી ડોસાની સરભરા કરવા લાગ્યા. વીઠ્ઠલરાયને દમનો આજાર હતો, તેથી ડોસી પાસે બેસી ડોસાની ચાકરી કરવા લાગ્યા કુસુમ ચાર વાગ્યાની ઉઠીને ઘર કાર્યમા ગુથાઈ હતી તે ધીમે ધીમે સઘળુ કામ કરી પરવારીને એક સઘડીમા અગ્નિ પ્રગટ કરી દાતણ પાણી લઈ સસરા પાસે આવી. સાસુને વાસ્તે ન્હાવાનુ પાણી કાઢી સાસુને ન્હાવા ઉઠાડયા સસરાના મળ મુત્રાદીના તગારા લઇ બહાર ફેંકી આવી સઘળુ વાળી ઝુડી સાફ સુફ કર્યુ વિઠ્ઠલરાય ધીમા ધીમા સાદથી એક કાવ્ય લલકારવા લાગ્યા,

* * * *

‘ નથી જીદગી જગતમા, કોઇની અમર રહી રહી,
જરૂર જાવુ જીવડા છુટા છેડે તહી તહી—૦
કાયા તારી ક્ષણમા કથળશે, આવી જશે અવસાન.
ચેતન ચેતી ચાલી જાશે, તારૂ બળશે શબ સ્મશાન—૦
માંધાતા સમ મહીપતિ, ચાલ્યા છત્ર શિર ધરનાર,
રાવણને દુર્યોધન ચાલ્યા, ચાલ્યા રામ ને કૃષ્ણ મુરાર—૦
સંધ્યા રંગ જેમ રગ અહલાગે આવતા નભ વેરાય
સરિતા વેગ જળ સમ તારૂ જોબન ચાલ્યુ જાય—૦

**રાધેગોવિદ, રાધેગોવિદ ભજો રાધેગોવિદા, આનદકદ ભજો રાધેગોવિદા ! ’**

**ધનલક્ષ્મી ન્હાઇ ધોઇ દેવસેવામા ગુથાયા અને વિનયી કુસુમ ‘ ડાહ્યો દીકરો દેશાવર જાય અને ડાહી વહુ રાધવા પેસે ’ એ પ્રમાણે રસોડામા રસોઇ કરવા પેઠી સેવા કરતાં કરતા ધનલક્ષ્મી ભજન ગાવા લાગ્યા,**

* * * *

‘ ભાવે તુ ભજ ભગવાનને મુકી મમતા ને માન
તાન ત્રિકમ સાથ ગાનને ધરી હરિનુ ધ્યાન—૦
કાયા માયાનો મોહ દે તજીને સાચ સત્યનો સાથ,
ગાને ગોવિદ ગુણ પ્રિતથી ધરી પુન્યને હાથ—૦
ચાર ઘડીની ચાદની ને જોબન રહેશે દીન ચાર,
જાને વિચારી જગ જીવડા, સાથે મર્ણનો માર—૦
સગા સબધી સઉ સ્વાર્થના, જાણ નારી ને નાથ,
અતકાળે અળગા થશે, ભજ ગાવગશુ આશ—૦

' જેજે રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતા રામ ! બેટા કુસુમ આરતી તથા નૈવેદ્ય તૈયાર કરી લાવ્ય બા !

એ બા લાવું " કુસુમ આરતી તથા નવેદ્ય તૈયાર કરી લઇ ગઇ એટલામા બારણુ ઠોકાયુ.

" કોણ છે ?

ખોલો.

એ ઉઘાડુ " આરતીનો સામાન મૂકી કુસુમ બારણુ ઉઘાડવા નીચે ગઇ, સુધારાની હવામા અદ્ધર ઉડતો મધુકર, જે રાત્રે પોતાના દોસ્તો સહિત મોહિનીચદ્રનુ નાટક જોવા ગયો હતો તે ધબધબ કરતો, જુવાનીનુ જોર દાખવતો સીડીના પગથીઆ તોડી નાખતો ઓવરકોટ ચડાવી, બુટ પાટલુન સહિત ચીરૂટના ધુમાડા કાઢનો કાઢતો ઉપર આવ્યો.

' વેલ લેડી લેડી વ્હેર આર યુ ? અરે પ્રિયા પ્રિયા તુ કયા છે ?

આ રહી, શી, આજ્ઞા છે ?

ચાલ ચાલ જરા જલ્દીથી ટી ચાહ બનાવી દે

બાપાજીને જરા ગરમ દૂધ કરી પાઇને બનાવુ.

જરા સ્ટ્રોગ બનાવજે.

બહુ સારૂ

અલ્યા મધુકર તુ રાતનો કયા ગયો હતો ?

કેમ તમારે તેનુ શુ કામ છે ડોસી ? " કહી બુટ સહિત ધુમાડા કાઢતો દવસેવા સુધી ગયો

અરે હાં હાં હાં હાં જોજે આગળ આવતો ?

કેમ વીંછી બીંછી છે કે શું ?

રોયા તારા બુટ તો બાળી આવ !

અરે પણ છે શુ ? આમ ગભરાય છે કેમ ?

તારી મ્હોકાણ માડવા મારા રોયા.

ચુપ રહો ચુ ડોકરી ! લીમીટમા રહીને બોલો ! હદમાં રહીને જીભાન કાઢો.

ઓ મારા રોયા વટલેલા, વડી ગએલા, સુધારે ફાટી મુએલા બબરચી ! આ બુટ પહેરીને કેમ દેવસેવા સુધી આવે છે જરા તો ભાન રાખ ! કાક તો ધર્મ વિચાર, કે અ ગ્રેજી ભણ્યો એટલે બધુ એ બોળ્યુ ?

અરે જારે ધર્મવાળી બુઢ્ઢી ! બુટ પહેરીને આવતામા તારૂં શું જતુ રહે છે ? બુટ પણ ચામડાના બનેલા છે અને શરીર પણ ચામડાનુ બનેલુ છે.

મારા રોયા વ ટેલ શરીર તો બ્રાહ્મણનુ બોળીચુ છે.

તો આ બુટ પણ શુકલની ગાયના ચામડાના બનેલા છે. સાલ્લા ઘરડાંઓ કેવા બેવકુફ હમ્બગ છે નાતની અ દર ઘીથી ભરેલા ચામડાના કુલ્લા છચોક આવવા દે છે, અને આ ફ્રેન્સો લેધરને વાસ્તે વાધા ઉઠાવે છે હીદુઓ જાતનાજ ઇંડીઅટ છે જેનાથી પોષણ મળે તે ઘીની વાઢીને વાઢી કહે છે, અને જેનાથી કપાય તેને પાળી કહે છે. પાળીને વાઢી અને વાઢીને પાળી કહેનાર ગમાર પાડાઓ છે ચાર દીવસના સૂકા રોટલાને થાળીમાં

લઇને ખાશે, અને લાડુ જલેબીને પતરાળામાં લઇને ખાશે. આવી અવળચંડી કુટેવો અમારા સુધારકો વગર કોણ ભુલાવશે ?

અરે મુઓરે તુ સુધારક, મારા રોયા તે તો ભણી ગણીને ધર્મને બોળ્યો !

અરે ડોસી એમા શુ તમારો ધર્મ જતો રહે છે ? કેવા નોનસન્સ વિચાર ! ડેમ હમબગ ધોસ ઇઝ આ ઢોગ મૂર્ખાઇ છે.

અરે તારૂ હમબગ અને નોનસન્સ બળે મારા રોયા વહી ગએલા ! તુ બ્રાહ્મણ થઇને બુટ પહેરીને દેવસેવા સુધી આવતાં અચકાતો નથી. મેર મારા રોયા બળી તારી વિદ્યા; વાટ ઉઠી તારા ભણતરમા અને કીડા પડયા તારા મોમાં ! આ ડાચામા બીડીનાં ખોખા બાળે છે તેના કરતા કોયલા બાળીને પાણી ઉનુ કર ! !

બી કવાએટ, બી કવાએટ, ચુપ રહો !

તારા ડાચાને તમાચા માર એટલે ચુપ રહેશે.

તમાચા તો તમારા જેવા ઘરડા ગધેડાને મારવા જોઇએ !

મેર મારા રોયા માબાપને ગધેડા કહેનાર તુ મરી જા. તને જોઇને હુ લાજી મરૂ છુ તમાચા તો તારા જેવા અર્ધદગ્ધ સુધારકને મારવા જોઇએ, સાભળ,

*　　*　　*　　*

જે મુખ રામનુ નામ જપે નહી જે મુખ બોલ વદે કુર કાચા.
જે મુખ દેખીને અન્ન મળે નહી, તે મુખ ઉપર માર તમાચા—૦
જે મુખથી બકવાદ કરે બહુ, જે મુખ વેણ વદે નહી સાચા;
જે મુખનુ નહી તેજ પડે કહી, તે મુખ ઉપર માર તમાચા—૦
જે મુખ ધારી શકે નહી ધીરજ, જે મુખ સ્નેહ જણાય ન સાચા;

જે મુખ રોતલ રેય અહોનિશ, તે મુખ ઉપર માર તમાચા—૯
જે મુખ રાજસભા નહી શોભવે, જે મુખથી નહી વિદ્દજ વાચા
જે મુખ ઝેર કરે જગમા વદી, તે મુખ ઉપર માર તમાચા—૯
જે મુખ દેખીને ચદ્ર ભુલે કદી, જે મુખથી વહે નિદક વાચા
જે મુખ દેખી આનદ વધે નહી, તે મુખ ઉપર માર તમાચા—૯
જે મુખ યુદ્ધ સમે વનિતા સમ, શર તણી નહી નીકળે વાચા
હીમત હારી વદે રડતો તવ, તે મુખ ઉપર માર તમાચા—૯
જે મુખ ઉપર શર્મ નહી કદી, જે મુખની નહી મીઠીજ વાચા
**સંતોકરામ** કહે નહી પ્રજતા, એ મુખ ઉપર માર તમાચા—૯

અરે ડોકરી ઝાઝુ કરીશ તો તારા દેવલા એવના કુવામા નાખી દઈશ. નોનસન્સ ફૂલ, બોલતા કાઈ વિચાર કરતી નથી વધારે લવારો કરીશ તો બુટ પહેરીને આખા ઘરમા ફરી વળીશ, સમજી ?

વળી અધુરૂ રહ્યું હોય તો તે પણ કરી લે. મેર મારા રોયા બોલતા જરા લાજ આવે છે લાજ ! બુટ પહેરીને ખાવાએ બેશ ને બુટ પહેરીને ન્યાતમા જમવાએ જા મારા રોયા જો મારી સેવામા આવીશ તો તારો ટાટીઓ કાપી નાખીશ

લે કાપ મારો ટાટીઓ ! જોઉં તો ખરો કે તુ કેવી રીતે કાપે છે ? લે આ આવ્યો " કહી એકદમ મધુકર સેવામા જઇને ડોસીને અડયો અને આખુ ઠાકોરજીનુ સિહાસન લઈ ચોકમા આવી ટાકુ ઉઘાડી અદર નાખ્યુ !

" ઓ મારા બાપરે ગજબ કર્યોરે દીકરા ' કહી ધનલક્ષ્મી ચોકમાં આવી પછાડ ઉપર પછાડ ખાવા લાગી અને માથાના

વાળ પીંખવા લાગી; કુસુમ રસોડામાંથી બેબાકળી બની બહાર આવી, ડોસા લથડીઆ ખાતા લાકડી ઝાલી ઓરડામાથી બહાર આવ્યા.

" ઓ અક્કરમી દીકરા આ તે શો દાટ વાળ્યો. મારા સાળા ઢેડ આવુ તે દુષ્ટ કાર્ય થતું હશે ?

ઓ મારા પ્રભુ, ઓ મારા નાથ તમને આ અભાગીઆએ ટાકામા પધરાવ્યા ?

ચુપ ચુપ ડોસી બોલતા વીચાર કરો.

ઓ રોયા કસાઇ ચ ડાળ ઠાકોરજીને ટાકામા ન ગાય ! લે રોયા હુ તને મારો જીવ આપુ ! હુ તારાથી થાકી લાવ ટાકામા પડી દેવની પાછળ જાઉ " કહી ટાકુ ઉઘાડી ધનલક્ષ્મી પડવા ગઇ, કુસુમ રડતી આખે કાલાવાલા કરી તેમને બાઝી ઝાલી રહી

" ડોસી ઢોગ થોડો કરો ! વેલ લેડી મૂકી દે તેને જોઉ તો ખરો કે તે કેમ પડે છે. ' આતો છોડ મુજે જોર આતા હે ' નાગા ઠાઠ કરવા માડયા છે જેમ ઝાલીશ તેમ વધારે કૂદશે

ઓ રોયા આ ઠાઠ ? લે તારે તને મારો જીવ આપુ " છોડ કુસુમ મારો હાથ મૂકી દે " કહી બળ કરી ડોસી હાથ છોડાવવા લાગી, ડોસા વચ્ચે પડયા અને કુસુમે કલ્પાત કરી મૂકયુ

" આ બેવકુફ ઘરડાના ભવાડા તો જુઓ

અરે હાં હા હા, આ શુ બોલોછો બોલતા વિચાર કરો.

લ્યો હવે તમે સૌ કકળાટ મૂકી ઘો નહીં તો મારો જીવ જશે. ઠાકોરજીને ટાકુ શોધાવી બપોરના બહાર કઢાવીશુ તુ હવે કઢાપો મૂકી દે. મેં તને હજારવાર કહ્યુ કે તુ એ છોકરાનું

નામ ન લે તોપણ તારે તેના વિના ચાલતુ નથી એ તે અમારી વખતના અમારા જેવા દીકરા જોયા કે માબાપની સર્વકાળ આમન્યા રાખે ? આ તે દીકરા કહેવાય કે છોકરા કહેવાય ? કળીકાળના સુધરેલ જમાનાના પવનમા બ્હેકી ગએલા છોકરા માબાપનુ શુ કામ કરવાના હતા તેમને શુ રળીને રોટલા ખવરાવવાના હતા ? આ તેમના પેટનુંજ પુરૂ કરે તોજ ઘણુ થઇ ગયું ને ? હરિ હરિ, હરિ તારી અજબ લીલા છે ! આ છોકરા જન્મીને જરા ઉછરતા થયા એટલે ઉધમાતીયા થયા આ ઉધમાતમાથી જરા ઉછરીને મોટા થયા એટલે વતીપાતીઆ થયા આ વતીપાતમાથી પરણીને બહાર નીકળ્યા એટલે લાલ થયા. આ લાલાઇમાથી જરા જરા જુવાનીમા ભળતા ગયા એટલે માસ્તર થયા આ માસ્તરાઇમાથી ચપ નો કરી જરા આગળ વધ્યા એટલે સાહેબ થયા, અને સાહેબશાઇમાથી જરા આગળ વધ્યા એટલે આખી દુનિયાના ગુરૂ થયા, સુધારામા ભળ્યા એટલે સર્વેશ્વર મળ્યા અને મોટા પ્રોફેસર બન્યા અને ઘરમા વાતે વાત માબાપને અડાવતા અને હુ તુ કરતા શીખ્યા ! ! લે મારા શેઠ, મારા પરમેશ્વર, સાહેબ દીકરા હવે તુ આઘી પાછી જવા દઇ તારા કામે વળગ. અમે જે કાઇ બોલ્યા તે અમારી ભૂલ થઇ ! !

શુ ભૂલ થઇ એનો એના સુધારાની હોળી પ્રગટી ! ! આવો જુલમ કોઇનાએ ઘરમા થયો સાભળ્યો છે ? ઠાકોરજીની સેવા, સાક્ષાત મુક્તિના મેવા, જે નજરે પડતા પ્રણામ કરી અઘોર પાપમાથી પાવન થવાય, જેનો નામથી ભવસાગર તરાય અને જેના મદિરમા પગ મૂકતા કાયાનુ કલ્યાણ થઇ જાય તે વહે

રેવામાં આ ભણ્યા ગણ્યા મેટ્રીક પાસ થએલા દીકરા બુટ પહેરીને બીડીના ધુમાડા ક્હાડતા અંદર દાખલ થયા અને જોતજોતામાં ઠાકોરને સિંહાસન સુદ્ધાંત ઉપાડી ટાંકામા નાખ્યા આતે શું ઓછો ગજબ થયો છે ? આ ઘરમાથી અન્ન પાણી અને લક્ષ્મી ત્રણે પગભર થઈ નાસવા માડશે અને મોમા વાળવાને બાજરીનો દાણો સરખો નહીં રહે ! ! હાય હાય હુ તે શુ કરૂ ક્યા જાઉ ? મારી કુખે આ દીકરો ?

આ એક પત્થરના નાના છોકરાને રમવાની લખોટીઓ જેવા તેના દેવલા ટાકામા નાખ્યા તેના સારૂ શો જુલમ કરે છે ? આ સાલી ડોસીઓજ પથરાને પુજી પુજી વેદ ધર્મનુ સત્યાનાશ કાઢે છે !

અરે હા હા હા માતાને સાલી કહેવાય ? નરકમા જવાય ?

અરે જારે નરકવાળી ! " કહી કુસુમને એક લાત મારી દૂર કે ના દીધી ' આ સાલા સ્વર્ગ નરકના અધિકારી ના જોયાં હોય તો ! પોતાના આત્માને તો પીછાનતા નથી અને આકાશની વાતો કરે છે

ઓ નાથ હવે હદ આવી ગઇ ! ! આ શુ કરો છો અને આ શુ બોલો છો ?

આકાશમાથી તમારે ઘેર ચીઠીઓ આવતી હશે કેમ ? ડોસી તારા બાપના સ્વર્ગમાથી સદેશા આવે છે કે ? અને બાપાજી તમારા બાપના તો કાગળો હું ધારૂ છુ કે ચાર પાંચ આવી ગયા હશે ?

અરરર સ્વામીનાથ તમે ભણી ગણીને આવુ શીખ્યા ? શું તમારા સુધારામાથી આવી નાસ્તિકતા શીખ્યા ને ?

ઓ આસ્તાવાળી ગદ્ધી ! લાવ તારા દાદાનો કાગળ મને બતાવ ! ! મારા દોસ્ત પાવકરાય પોતાના કાવ્યમા કહે છે કે,

* * * *

ત્યાના કાગળ કોના આવ્યા મુરખજન ત્યાના કાગળ કોના આવ્યા ‘
કોઈએ સંદેશા ન કાવ્યા મુરખજન ત્યાના કાગળ કોના આવ્યા ‘—૦
પાઇ પાઇ ભેગી કરી જીંદગી ગુજારી જાતા પલક માટી ચાલ્યા
રાત દિવસ કરી ગદ્ધા મજુરી કોઈએ ન હાથ તેના ઝાલ્યા—૦
છત્રપતિ ભૂપ રાવણ જેવા કાળ કોઇવાડે કુટાયા
અર્જુન જેવા બાણાવળી વીર અનેક અન્તરે લુટાયા—૦
કંસ દુર્યોધન કરણ જેવા સાથેથી સત્તાથી ન કાવ્યા,
વિક્રમ ભોજ ને ભરથરી ભૂપને કાળે મોમા લઈ ચાવ્યા—૦
સ્વર્ગ ને નર્ક સૌ માનો મુરખાઓ કોઈ ન શોધ તેની લાવ્યા,
માતપિતા સુત દારા ને સુતા કોઈએ ન ડહાપા બોલાવ્યા—૦

દીકરા મધુકર હુવે તારી પચાત જવા દઈ જરા ડાક્ટરને ઘેર જા અને મારી દવા લઇ આવ !

જડકાન્તમમા ગઇ તમારી દવા આઇ હેવ નો ટાઇમ ટુ ગો મને જવાને નવરાશ નથી, હુવે દવા ઇશ્વર આપશે.

બેટા આજનો દહાડો તો જરા લઇ આવ જા ભાઈ જા જરા ડાહ્યો થા

અરે આ એક ડોસલો રાતદિવસ મારો જીવ લે છે. સાલ્લો મરતોએ નથી ને માચો મૂકતોએ નથી

બાપાજી લાવો હુ દવા લઇ આવું !” કહી સાધવી કુસુમ સાલ્લો પહેરી શીશી લેઈ દવા લેવા ગઇ.

"દીકરા મરીશું ત્યારે તમે જાણુશો કે આમ ઘર નભાવાય છે!

અરે જહાનમમાં ગયુ તમારૂં ઘર. વેલ યુ ડોન્ટ બોધર માય હેડ ફોર નથીંગ. તમે મારૂ નકામું માથું ફોડાવો નહીં!

ઓ રોયા અનાડી આટલો બધો કેમ બ્હેકી ગયો છું ? આપના સામુ બોલતાં જરા લાજ્ય લાજ્ય. જરા શરમા. રોયા દૈત્ય જરા ભાન રાખ. નફ્ટ મહા મહા દુઃખ વેઠી હજારો રૂપીઆ ખરચી તને અંગ્રેજી ભણાવ્યો તે શું તારા છણકા ખાવાને? અરે ઘરડા માબાપને ગાળો ભાડવાને! હજી રળીને રોટલા તો ખવરાવ્યા નથી તે પહેલા ઘરમા ગોટેમ ઘાલ્યુ ધન્ય છે તારી વહુ કુસુમને, કે જે મેટ્રીકમા પાસ થઈ છે છતા પણ કોઇ દિવસ અમારી આમન્યા લોપતી નથી, ને ઘરમા કોઈ દિવસ યસ નો કર્યુ નથી. તુ મોટો ગધેડા મેટ્રીક પાસ થઇ સુધારામા ભળ્યો પણ ખોલો ને ખોલો રહ્યો! તારી વહુ જેમ અંગ્રેજી ભણી તેમ ધર્મને અને નીતિને સારી રીતે સાચવતા શીખી, ને તુ અંગ્રેજી ભણ્યો એટલે ધર્મને અને નીતિને ટાટીઓ કાલી ઘરમાથી બહાર કાઢતા શીખ્યો આખા ઘરમા બુટ પહેરીને ફરતા શીખ્યો, માબાપ ને ગાળો દેતા શીખ્યો, ઠાકોરજીને ટાકામા પધરાવનાં શીખ્યો! સુધરેલા કુટુંબમા ઉછરેલી દીકરી કુસુમ ને ડાહી ધર્મચુસ્ત અને જુના વિચારને માન આપનારી! ડાહ્યા અને ઠરેલા માબાપનો દીકરો તે જુના વિચારને તરછોડનારો, ઘરડાને બેવકુફ ગણુનારો અને ધર્મને નોચોવનારો! આ કેવી નવાઇ? આતે વિદ્યાના પ્રતાપ, જમાનાના પ્રતાપ કે ઇશ્વરના પ્રતાપ કે માબાપની કેળવણીના પ્રતાપ? કોઠીથી કેરી અને આબેથી.

કોઠ, કૌવચમા મોગરો અને મોગરામાં કૌવચ એ તમારા જેવા માથાબોળુ, ઘર ઘાલુ, અર્ધદગ્ધ સુધારકોના દૃષ્ટાન્તેજ સિદ્ધ થાય છે. તુ તો અ ગ્રેજી ભણ્યો એટલે સુધરી ગયો મેટ્રીક થયો એટલે મોટો વિદ્વાન થઇ ગયો! કહેવા દે તારા કાકાને!

ચુપ રહે ચુ ડોકરી! તારો ઝવેરીલાલ મને શું કરવાનો છે? કેમ ઝવેરીલાલ! હુ કેર્સ ફોર હીમ? તેની કોણુ દરકાર રાખે છે? અલ્યા મધુકર હવે મોમા જીભ ઘાલ. થઇ ચૂકયું.

*　　*　　*　　*

તેરે ત્રિયા ન નીવડે તોની અઢાર માસ
પચીશે પુરૂષ ન નીવડે તેની કરી ન કરવી આશ.

પ્રસ્તાવિક ગ્રન્થ

હવે ભાઇ નીવડી ચૂકયા. સુધારામા ભળ્યા એટલે પરમેશ્વર મળ્યા, ડાહ્યા થયા, વિદ્વાન થયા અને મોટા દેશાભિમાની સ સાર સુધારક થયા પાઇના કમાઉ નથી ને પાસે પુ જી નથી પણ ઠાઠ મોટા ઠાકોરનો રાખવા જાય છે એને એની સ્થિતિનુ ભાન નથી ને ગુ જાશનુ જ્ઞાન નથી માત્ર સારૂ સારૂ ખાધાનુ તાન છે ઘરમા હાલ્લા કુસ્તી કરે અને બેટાને બહાર નવાબજાદા થઇને ફરવુ ગમે. 'બાપ લાખ બારના ને દીકરા દેવાળે ડુબ્યા' શરીરે દશ બાર રૂપીઆનો કૅાટીનનો કોટ, માન્ચેસ્ટરના ધોતી જોટા, કાશ્મીરી પાટલુન, વાસ્કુટ, સ્ટોકીંગ, રબરના બુટ, ચીનાઇ બ્રધસેની ટોપી, ખીસ્સામા ઘડીઆળ, ગળે કૅાલર ને નેકટાઈ, હાથમા ચમચમ કરતી મલાકા કેઇન માથે બબરચી જેવી બાબરી, આખો દિવસ ભાઇબ ધ દોસ્તદારોમા, નાટકોમા, મીટીંગોમાં અને બાગ બગીચે ફરવુ ગમે! ઘરમા લાય લાગે

કે કોઇ'માંદુ પડી મરી જાય તોપણુ તેની ખબર પડે નહીં, ભાઇને પૂછીએ કે મોટા ભાઇ શીદ પધાર્યા હતા તો મોટા ભાઇ બાર વાર પૂછતાં જવાબ ના આપે અને છેવટે છણકો કરી ઢેમ બિલાડી કહી બોલે કે વિકટોરીઆ ગાર્ડનમાં ફરવા ગયા હતા, આજતા સુધારા સમાજમાં ગયા હતા, બૉલ પાર્ટીમા ગયા હતા, ગાર્ડન પાર્ટીમા ગયા હતા, ઇવનીંગ પાર્ટીમા ગયા હતા, સોશીયલ ગેધરીંગમા ગયા હતા વગેરે વગેરે બ્હાના બતાવી છણુક છણુક કરતા ઘરમા પેસે. બહાર ભાઇ રોફમા ને ઘરમા આવે ત્યારે કોપમા ! અરેરે આવા ભણેલા ને સુધરેલાના હાલ હવાલ છે !

હા, હા અમે ભાઇબંધ દોસ્તદારોમાં ભટકાવાના ! નવાબજાદા થઇને ફરવાના તેમા તમારે કેમ છે ? હુ મારા ગુ રુ ટ્રેલ મી ? તમે મને કહેનાર કોણ છો ?

હશે હવે તમે કકાસ કરશો નહીં. એતો મારો રોયો કપુત નીવડયો એનું નામજ ના લેશો. જા જા રોયા તુ સભામા જઇને નાતરાઓ કરાવ નાતરા ! હે મારા રોયા વટલાઈ ગએલા બઅુચક ધિક્કાર છે તને ! પરમેશ્વરે તને કોગીનો અવતાર આપતા બ્રાહ્મણનો અવતાર આપ્યો છે.

હા હા અમે સભાઓમા જઇને નાતરાઓ કરાવનારા ! તેમાં તમારે કેમ છે ? જો ઝ.ઝુ બોલશો તો બ્હેન ચ પાલક્ષ્મીનુ પણ પુનર્લગ્ન કરાવીશ સમજ્યા ?

ઓ કર્મચંડાળ છોકરા, તુ બોલતા બોલતાં બ્હેકી ગયો. તારા જેવા પાપીને મે જન્મ આપ્યો તેના કરતા હુ વાંઝણી

શે ના રહી ? એ રોયા, જો તે કાંઇ ઘરમાં ઉધુ ચતું કર્યું તો અમે ગળે ફાંસો ખાઇને આપઘાત કરીશુ સમજ્યો ?

જો તેમ કરો તો નિરાતજ થઇ જાય પછી કાલ સવારે ચંપાલક્ષ્મીનુ પુનર્લગ્ન કરાવી સુધારા સમાજની બોલબાલા બોલાવી દઉ !!

અલ્યા મધુકર તુ ભણી ગણીને આવો ઢેડ નીકળ્યો. ધિ.ક્કાર છે તારા ભણતરને ! છેવટે બ્હેનનુ જ પુનર્લગ્ન કરાવવા તુ તૈયાર થયો. બ્હેનના સાસરીઆને તુ ઓળખતો નથી એ તારા રાઇ રાઈ જેટલા કકડા કરી નાખવાને શકિતવાન છે. ચંડાળ તારી દુષ્ટતાને લીધેજ મારી દીકરી મારે ઘેર આવવા પામતી નથી એ મૂર્ખ એ બધા તારાજ પ્રતાપ છે તુ શુ તારૂ કાળુ મોઢુ લઇને ફરે છે ? અભાગીઆ મરી જાને એટલે નિરાંત થઇ જાય

ડોસા ઝાઝુ બોલશો તો ઇનસલ્ટ થશે અપમાન થશે.

અરે તમે એને સતાવશો નહીં

અરે મુઓ એ છોકરો ! 'દી વાળે તે દીકરો અને છો વાળે તે છોકરો' આતો દી નો ઉઠેલ નીકળ્યો ! થોડુ ભાવે નહીં ને વધારે મળે નહી, પાઇની પેદાશ નહી ને ઘડીની નવરાશ નહીં, પેટમા પૂમડુ પાણી માય નહી ને મારૂ નામ દરિયાખાન કહો શિયાળવાથી સતાઇ જાય ને મારૂ નામ વાઘમારજી કહો આતે કેવો જમાનો ? સદવિદ્યાનો નાશ થયો મનાજો તૂટી ગયો ધર્મ ડૂબી ગયો માબાપની સેવા સતાઇ ગઈ. અરે મારી દવા આવી ?

•અરે ડોસા! હવે તો મરવાને ભોંય સૂધો છો હજુ પણ જીવવાની આશા છે કેમ? હવે ઓસડ ઓસડ શુ કરોછો? ઓસડ ઓસડ કહેતાં ઇશ્વર કહો એટલે મુક્તિ મળી જાય! ડોસા નાકે ચુ મસ્ટ ડાઇ. હવે તમારે મરવુ જોઇએ.

ત્યારે તુ મને મારી નાખ, એટલે મને મુક્તિ મળે ને તને શાન્તી વળે! "એટલામા કુસુમ દવા લઇને ડાકટરને ઘેરથી આવી."

'લ્યો આ દવા પીઓ, હું લઇ આવી!

વેલ વાઇફ, માર આ ડોસાના કપાળમા શીશી! મારૂં માથું તેમણે પકવી નાખ્યુ!

હે હે આ શુ બોલોછો?

ચુપ રહે યુ ગદ્ધી' તુ મારા હુકમનો અનાદર કરે છે રાસ્કલ" કહી ચાર પાચ સોટીઓ કુસુમને ચોડી દીધી.

"અરરરર મરી ગઇ નાથ હુ મરી ગઇ. હવે નહીં બોલું"

ઓ રોયા જમ શું કામ બાઇડીને નકામી મારી નાખે છે? 'નબળો માટી નારી પર શૂરો' જરા તો દયા રાખ.

અરે ભગવાન મારા મુઆ પછી આ વહુની શી વલે થશે? હરિ, હરિ, હરિ, હજારો રૂપીઆ ખરચીને આ છોકરાને અંગ્રેજી ભણતર ભણાવ્યુ. જો પ્રથમથીજ આવી ખબર હોત કે ભાઇ ભણી ગણીને આવા વિદ્વાન ડાહ્યા અને સુધારક નીવડશે તો તેને ભણાવતજ નહીં. રામ, રામ, રામ, મારા રૂપીઆ પાણીમાં ગયા અને દીકરા સુધારા અને ફેશનમાં ડૂબી ગયા.

અરેરે કાંત્યું પીંજ્યું બધુ કપાસ થઇ ગયું. મહા મહા દુખ વેઠીને પરસેવાના પૈસા ખરચી ભાઇને ભણાવ્યા ત્યારે આઇ ગોઢેમ બિલાડી યસ નોનુ ભણુતર શીખ્યા. માબાપને તુંકારો કરતાં શીખ્યા. શીવ શીવ શીવ, એનુ તો જે થવાનુ હશે તે થશે પણ મારી કોમળ કુસુમનુ શુ થશે? આ કસાઇને હાથ એ ગાય શુ સુખ પામશે?

બા શા સારૂ કલેશ કરો છો? સૌ દહાડે પ્હાડે સમજશે, તેમ છતાં મારા ભાગ્યમા લખ્યુ હશે તેમ થશે કેમકે,

*          *          *          *

'કોઇનુ કર્યુ કંઇ થાય નહી છે કર્મ સહુ કરનાર,
કર્મ સહુ કરનાર ન કોઇથી કર્મ ટળી કરનાર—૦
કર્મ કાગળ પૂર્વ જન્મના દીધા જેમ થનાર,
દીધા તેવા લેવા પાછા એજ કરમ વ્યવહાર—૦
જેમ કરાવ્યા હશે કાકર તો મણી નથી મળનાર,
જેમ માગી તો વિશ્વ ધણીથી ટાળ્યા નથી ટળનાર—૦'
(નવલ કુસુમ)

બેટા કુસુમ તુ ખરેખર કુલીન માની દીકરી છુ. વહુ બેટા તુ જો સુપાત્ર ન હોત તો અમારી બુરી દશા થાત. આ બારા પાટમા તુજ અમારે મીઠી વરીડી છુ. પુત્રી તારૂ કલ્યાણ થાઓ!

ભલા ભગવાન દેહેરે દેહેરે દીવા કરી લોકો પ્રભુ પાસે પુત્ર માગે છે, પણ પુત્ર મળ્યે શુ રીઝવાનુ છે? જો સુપાત્ર નીવડે તો પુત્ર નહીંતો વળગેલું ભૂત કે જમના દૂત! બેટા ધન્ય છે તારા જેવી વહુઓને!

'સાસુજી એમા ધન્યવાદ શાનો આપો છો ? એતો અમારો ધર્મ છે. માબાપ અને સાસરીઆંની સેવા એતો ઘેર બેઠે ગંગાસ્નાન છે, કામધેનુની સેવા છે અને કપુરનુ વૈતરૂં છે. જેના સદ્ભાગ્ય હોય તેનેજ તે મળે છે.

અરે આ સાલા પંડીત અને ધર્મની પૂંછડી થવા જાય છે પણ બેવકુફો એમ નથી જાણુતા કે ધર્મના ધીંગાણે અને પંડીતાઇના પોગળે આ હિંદુસ્તાનની પાયમાલી થઇ છે. આવા ડફરો ન્હેમીદાસો, જંગલીદાસો અને રાભાજીઓએ આ દેશનું નામ બોળ્યું છે. શાસ્ત્ર અને પુરાણુના ગપાટામા દેશની નીતિને વેચી નાખી છે. ઓહ યુ બ્રુટ ડફર ફૂલ યુ જંગલી લેડી હાઉ લોંગ યુ વીલ સ્ટેન્ડ હીઅર ? અરે બ્હોત કયા સુધી તુ અહીં ખોટી થઇશ ? " કહીને રીસે ભરાઇ હાટીયું ઉઘાડી એક ગેરબધ હંટર કાઢયો અને કુસુમને સારી રીતે મારવા માંડયો !

" અરરરર પ્રાણુનાથ, મરી ગઇ, ભૂલી ગઇ, ક્ષમા કરો.

યુ રાસ્કલ ચલાવ જલ્દીથી ટી લ્હા લાવ.

આ લાવું હવે તૈયાર થઇ જવા આવી છે " કહી રડતી રડતી રસોડામા ગઇ, ડોસી અને ડોસા મધુકરનું વિકાળ સ્વરૂપ જોઇ થરથરી ઉઠયા !

" એ દીકરા હવે જરા ડાહ્યો થા. આમ છેક ફાટી ન જા.

લેતા જાઓ યુ ફૂલ ! વગર બોલાવે વચમા ડહાપણુ કરો છો ? " કહી એક ગેરબધ ડોસાને પણુ ઝપાટી દીધો, ડોસાએ બૂમ ઉપર બૂમ પાડવા માંડી !

" ઓ તારૂં સત્યાનાશ જાય. ઓ મારા સાળા ચંડાળ,

ઢેડ, વટલેલ, મને માહ્વાને મારી નાંખ્યો ! !

ઓ મારા રોયા કસાઇ, જમ, રાક્ષસ, માંદ્વા ડોસાને શું કામ મારી નાખે છે ? હત તારા ભણતરમા ધૂળ પડે ! તારા સુધારાનુ સત્યાનાશ જાય, મારા રીટયા ઉછેદીયા ભણીગણીને બાપને મારતા શીખ્યો ? આવું ભણતર કીયા માસ્તરે શીખવાડયું ?

ઓહ ચુ ડોકરી બીકવાએટ બીકવાએટ ! વ્હાય ડુ યુ ઇન્ટરપ્ટ વીધાઉટ કોલીગ ? અરે ડોકરી ચુપ રહો વગર બોલાવે વચમા ડહાપણ કરે છે, લેતી જા યુ ફૂલ !" કહી એક હ ટર તેને પણ જડાવી દીધો.

ડોસી હાથ હલાવતી બૂમો પાડવા લાગી ! "ઓ મારા રોયા મને મારી નાખી ! તુ ફાટી પડે, મરી જાય, તને કોગળીયું આવે ભમરાળા ભણી ગણીને આવા ચાળા શીખ્યો કહેવા દે તારા કાકાને !

લ્યો આ ચ્હા !" કહી કુસુમે ચ્હા કાઢી રકાબી અને યાલો મધુકર પાસે મૂકયો. મધુકરે રકાબી લઇ ચ્હા પીવા માડયો. ચ્હા બરાબર નહીં હોવાથી ચીડાઇ ગયો !

'ઢેમ રાસ્કલ ચ્હા પણ કેવો રેચેડ બનાવ્યો ખરાબ કર્યો છે ?" કહીને ગરમ ચ્હાના પ્યાલો અને રકાબી કુસુમની છાતીમા માર્યા !

"સ્વામિનાથ ભૂલી ગઇ ક્ષમા કરો !

લે ચાલ હવે જલ્દી કર ! કપડા પહેરીને તૈયાર થા. આજ અગીઆર વાગના આપણી સુધારાની એક મોટી મીટીગ ભરાવાની છે અને તેમા તારે મારી સાથે આવવાનુ છે.

તમે તમારી મેળે એકલા મીટીંગમાં જાઓ ! મારે ત્યાં આવવાની કાંઇ જરૂર નથી.

ઓ બેવકુફ આજ તો તને ખાસ કરીને ત્યાં લઇ જવાની છે.

હું તો મારો પ્રાણ ગયે પણ ત્યાં આવવાની નથી સમજ્યા ?

અરે તારો ચોટલો ઝાલીને ત્યા લઇ જઇશ. આજ તને છોડનાર નથી લે ચાલ સીધી રીતે તૈયાર થઇ જા, નહીં તો મારો હ ટર તને તૈયાર કરશે !

અરે તમને તે માન બોલવા ચાલવાનું ભાન છે કે નહીં ? ઘરમાં માદા માબાપ પડયા છે ને તમારે મને મીટીંગમા લઇ જવી છે ! તે પણ સવારના પહોરમા રસોઈ પાણી કર્યા પહેલા ? તમારે તો તેમની આ વખતે ખાસ કરીને દવાદારૂ ચાકરી વગેરે કરવી જોઇએ.

ઓ દીકરા કુસુમ ! તે ઢેડનુ તુ નામ ન દઇશ એણે તો હમણા અમારી ચાકરી કેઇન અને હ ટર વતી કરી !

અરરરર તમે તો ભણી ગણીને ગજબ કર્યો તમે શુ ભણ્યા ? શુ સુધર્યા ? શાના મોટા ભણી ગણીને વિદ્વાન કોલેજીયન અને સુધારક બન્યા ? ઉલ્ટી અ ગ્રેજી કેળવણીને લજાવી મારી ! અ ગ્રેજી કેળવણીમા આવુ કયા લખ્યુ છે ?

બેટા કુસુમ આજ કાલ સુધારા અને વિદ્વાનામા માબાપને ગાળો ભાંડવી, મારવા, સારા સારા ગજા ઉપરાતનાં કપડા પહેરવા, સારૂ સારૂ ખાવુ અને મન ચ્હાય તેમ કરવુ અને ફરવુ એટલુ જ રહ્યુ છે.

અરરરર તમારે તો ચાકરી કરવી ઉંધી પણ મને કરવાયે નાં

હેવી ? જરા સમજો, સમજો, ડાહ્યા થાઓ ભણી ગણીને આવા ઉદ્ધત ન થાઓ.

અરે સ્ટુપીડ આવે છે કે નહીં ? કે એક લાત લગાવી દઉ ?

તમારી પાસે વાતજ લાતની છે. મને મીટીંગમાં લઈ જવા તૈયાર થયા તે ખરૂં પણ આ માદા માબાપને, અત્યારે રાધીને કોણ ખવરાવશે, તેનો કાંઇ વિચાર આવે છે ? આ બાપાજીનો ભૂખથી તો જીવ જાય છે.

વેરી વેલ ધેન માય લવ, યુ ગો સુન ઇન માય રૂમ, એન્ડ બ્રીંગ ધી બીસ્કીટ પાઉ ડબલરોટી, બ્રાન્ડી, બોવરીલ, માલ્ટાઇન એન્ડ સોડા ફ્રોમ માય કબાટ એન્ડ ગીવ ટુ માય ડોસા. બહુ સારૂ મારી વ્હાલી, ત્યારે તુ જલ્દી મારી ઓરડીમા જા અને મારા કબાટમાથી બીસ્કીટ. પાઉ ડબલરોટી, બ્રાન્ડી, બોવરીલ, માલ્ટાઇન અને સોડા વગેરે લાવ અને ડોસાને આપ.

અરે જરા શરમાઓ, શરમાઓ, બોલતા કાંઇક તો વિચાર કરો.

અરે બેવકુફ, બીસ્કુટ કેક બ્રાન્ડી સોડા અને ડબલરોટી ખાવામા શુ વટલાઈ જવાય છે ? કેવા જગલી વિચાર ! તું મેટ્રીક પાસ થઇને આવી મૂર્ખ રહી ? શેઇમ શેઇમ શરમ છે તને !

ત્યારે તમે કોલેજ જોઇન કરીને આવું શીખ્યા ? શુ સાચો સુધારો અને કોલેજનુ નોલેજ બીસ્કીટ પાઉ ડબલરોટી અને બ્રાન્ડી સોડામા સમાઈ ગયુ છે ? શુ તેને તમે સાચો સુધારો માનો છો ?

"ના, દાળભાત રોટલી ભાખરી બાજરીનાં ચકરમ અને છાશની કઢીના સબડકાને સાચો સુધારો માનીએ છીએ ! સાલા પોચા ગુજરાતીઓ ટોનીક ફુડ પૈષ્ટિક ખોરાકમા સમજે શું ? સાલા બાજરીના ચકરમ ખાઓ ચકરમ ! સાલમનાં મૂળીઆં ખાઓ મૂળીઆ ! જગલી બેવકુફો અને જડસાઓ ડબલરોટી બીસ્કુટ અને બ્રાન્ડીની લ્હેજતમાં સમજે શુ ? આવા માંદા મરણ પથારીએ પડેલા ઘરડા ડોચરાને વાસ્તે બીસ્કુટ, ઓવરીલ, માલ્ટાઇન બ્રાન્ડી અને કેમીકલ ફુડ જેવો બીજો કોઇ ટોનીક ફુડ નથી આવા મડદા તેજીઓને વાસ્તે પેપસીન વાઇન, કોડલીવર અને સ્પીરીટ વાઇનમ ગ્યાલેમીની ખાસ જરૂર છે. સ્ટીમ્યુલન્ટની તો કલાકે કલાકે જરૂર છે જો તેમને પેપસીન, માલ્ટાઇન અને વાઈન આપવામા નહી આવે તો તેઓ જલ્દીથી મરી જશે ધે વીલ ડાઇ સુન માય લવ

ઓ અકુરમી દીકરા, તે તો ભણી ગણીને ઘર વટલાવી માર્યું મારા બાપ. ઓ મારા સાળા નાદાન અમને ઘડપણમાં વટલાવી માર્યા ! બ્રાહ્મણના ઘરમા બીસ્કીટ પાઉ, કેક બ્રાન્ડી અને ડબલ રોટી ! અરરરર પૃથ્વી રસાતાળ જશે ! વ્યાસ નારાયણે વર્ણન કરેલો કળીકાળ આવી પહોચ્યો ! !

ઓ મારા રોયા ભણેલા ગણેલા સુધરેલા છોકરા તે તો દાટ વાળ્યો મારા બાપ ! એ હે હે હે હે" ! કહી ધડીમ ધડીમ ધડીમ કુટીને છાજીયા લેવા માડયાં. "ઓ મારા વઠેલા વઢી ગએલા દીકરા, તે તો માંદાં મા બાપને મારી નાખ્યા મારા બાપ! તે તો અમને વટલાવી માર્યા મારા બાપ ! હે હે હે" ! કરી રોવા માડયુ.

"આ સાલ્લા જંગલી હિંદુડાઓની ભુંગળ વિંનાની ભવાઇ જુઓ ભવાઇ !

આ ભણેલા ગણેલાની ભવાઈ જુઓ ભવાઇ !

અરરર જુઓ આ સુધરેલાનો નવાઇ !

ચલાવ લેડી ચલાવ જલ્દી મારી સાથે આવવાને તૈયાર થા.

અરે પણ આ માહ્ાં માબાપ શું કરશે ?

બેઠા બેઠાં હજામતો કરશે ! તેની તારે શી પંચાત ? ઢેમ માબાપ ! !

અરરરર માબાપ ને ઢેમ કહેવાય ? જરા ધર્મ તો વિચારો !

ઢેમ ધર્મ !

અરે જરા ઇશ્વરનો તો ડર રાખો !

ઢેમ ઇશ્વર !

કાક કાકાજીની તો ધાક રાખો !

ઢેમ કાકા !

ત્યારે દુનિયાની તો જરા દરકાર રાખો !

અરે ઢેમ દુનિયા !

બધાએ ઢેમ ?

યસ, ઓલ રાઇટ, ઓલ ઢેમ ઢેમ ઢેમ ઢેમ

શુ ઢેમ ઢેમ ? તમનેએ ઢેમનો મેનીઆ બેનીઆ ઉન્માદ થયો કે શુ ?

તારા બાપને નહીં થાય સુવર ? બોલતા બોલતા ફાટી કેમ ?

તમારે મનતો બધાએ ઢેમ ઢેમ છે કેમ ?

હા બધાએ ઢેમ ઢેમ ઢેમ ઢેમ !

આ શુ બોલો છો ?

જુઓ દીકરા ભણેલા !

જુઓ બેટાના વિચાર, અને સુધારાના આચાર ! !

કોરસ.

" ડેમ મધર ડેમ ફાધર ઓલ ડેમ ડેમ,
આઇ વીલ ડુ વાટ આઇ' કેન ડેમ—૦
પરવા જગમાં ધરૂ ન કોઇની ચાલુ બની મસ્તાન
જગ ગગનો નિશદિન ગણી સુધરેલો સુલતાન
સુધરેલો સુલતાન ગણુ નહી મિથ્યા જનના ડેમ—૨
અરે આ ન ર જના હાથ વિચારવાન જગ મન સાથ
ગણાને ભાન થશે ઉર નાના ૨૮ કદનુ નહી અપમાન.
ખાલી ક્મ ' નથી કાંઇ ડેમ ' ગા યુ ડેમ '
૯૬ આ ફીગ ઇન એડવાઇઝ મી આઇ' વીલ ટેલ ડેમ ડેમ—૦

નાઉ વાટ ડુ યુ વોન્ટ ટૂ સે ? હવે તમે શુ કહેવા માગો છો ? " એટલામા મધુકરના કાકા ઝવેરીલાલ આવી પહોચ્યા !

" આ શુ ઘરમા ડેમનો ભવાડો ચાલ્યો છે ? અલ્યા મધુકર તુ તો હવે હદ બહાર જતો રહ્યો કેમ ?

ઓલરાઇટ ઓલરાઇટ યુ હેવ નો રાઈટ ટુ સ્પીક ? તમને બોલવાનો કાઇ હક્ક નથી.

અરે રાઇટના બોલનાર છાનો મેર છાનો !

યુ અ કલ બી કવાએટ યુ ફૂલ ! અરે મૂર્ખ કાકા ચુપ રહો !

અરે કાકાને મૂર્ખ કહેનાર ડાહ્યા ભત્રીજા જરા લાજ્ય લાજ્ય ! જરા શરમા ! બેશરમી ઢાંકણીમા પાણી ઘાલીને ડૂબી

મર ! તારા જેવા ભણેલા ગણેલા દીકરાઓ જ્યારે સુધારે ચઢી માબાપને ઢેમ નહીં કહે ત્યારે બીજો કોણુ કહેશે ? હે ગધાડા જે માબાપે રાત દિવસ દુ:ખ વેઠીને હુજારો રૂપીઆ ખરચી તને અંગ્રેજી ભણાવ્યો તે શુ તારી આવી ગાળો ખાવાને ? ના ના ઘડપણમા ચાકરી કરાવવાને !

બાપ એણે તો અમારી હમણાંજ હંટરથી ચાકરી કરી ! હવે કેવી ચાકરી કરાવવી છે ?

શુ તમને મધુકરે માર્યા ?

માર્યા બાપ મારી નાખ્યા, આ જુઓ બરડામા સોળ ઉઠયા !” કહી ડોસા ડોસી બોર બોર જેવડા આસુ પાડી રોઇ ગયા.

‘ એ ચંડાળ વટલેલ મારા મરી જાને ! તુ શુ તારૂ કાળુ મોઢુ લઇને જગતમા જીવે છે ?

સ્ટુ જ ગલી કાકા પોઝીશનમા રહો, નહીંતો ઇનસલ્ટ થશે, અપમાન થશે તમારે વાસ્તે મારે હાઇકોર્ટમા સ્ટેપ લેવા પડશે વેલ વાઇફ કમ ઓન વીથ મી ! !

ઓ ગધાડા જરા શરમા, નહીંતો ખાસડુ કપાળમા મારીશ'

આ હંટર તમારા જેવાને વાસ્તેજ છે લેડી ચલાવ !

અરે જરા શરમ રાખો ! આમ ના બોલાય ? આમન્યા રાખો !

કમ ઓન કમ ઓન માય ડીઅર કમ ઓન ! ચલાવ મારી વ્હાલી ચલાવ !

હાય હાય ધર્મ નાશ પામ્યો ! નીતિ ડુબી ગઇ ! મલાજો તૂટી ગયો ! વિવેકને આપનાર સમયની ફેશનની કેળવણી ગળી ગઇ ! જમાનો અજબ આવ્યો ! સુધારે ગજબ કર્યો !

હડહડતો કળીકાળ આવ્યો ! આજકાલના ઉછરતા વતીપાતીઆ છોકરા ભણી ગણી ફેશનમાં ફાટી પડયા, સુધારામા પડી વઠી ગયા ! સ્વતન્ત્રતામાં તણાઇ ગયા ! ઘરમા હાલ્લાં કુસ્તી કરે અને બેટા નવાબજાદા થઇ બહાર ભપકામા ફરે ! !

*　　　*　　　*　　　*

ઘરમાંહી હાલ્લા કુસ્તી કરે ત્યા તો બહાર બેટા નિત મોજ કરે,
માત બિચારી દળણા દળે અને તાત મજુરીથી પેટ ભરે—
[illegible] કમાઉ અભાગીઆ પાડે
માબાપ મારવા મનમા તાકે
વાડ વિના મારી નારીને નિત્યે રમત ગમ્મત પ્રિતે કરે—૦
ગુલછેલ થઇ ભપકામા ફરતા
ફેશન કરી કોટ પાટલુન ધરતા
ધોળે દહાડે બની અંધ અભાગી સાહેબી ચસ્મા આંખે ધરે—૦
મોઢા બિડી કી સિગરેટ ઉડાવે
ધરમ વિસારી બ્રાન્ડી ચડાવે
ભાગી ગણી બેવકુફ બનીને માન મિજાજમા ભાગી મરે—૦

તમારા લવારાની દુનિયાને કાઇ પણ અસર નહીં થાય ! તમારા ભસવાથી અમારા સુધારાને કાઇપણ ખલેલ નહી પહોચે ! ! દુનિયા હવે ફેશન અને સુધારાની ખૂબી જાણતી થઇ છે ! !

બાપ ફેશન અને સુધારાએ આર્યસંસારનુ સત્યાનાશ કાઢી નાખ્યું. ધર્મ નીતિ અને વિવેકના જડામૂળ કાઢી નાખ્યા. સ્વતન્ત્રતાના બજારમા આમન્યાને ધોળે દિવસે લૂટાવી દીધી ! ! અરેરે ' આતે સુધારાનો સાર કે હટરનો માર ? '



# પ્રકરણ ૨ જું.



## પ્રેમનો પ્યાલો કે શૉકયનો ભાલો ?

### દોહરો.

પ્રેમ વિનાના પાનનો, જમના ચઢે ન રંગ
ફિકર કરે વિચનાગીએ, પળ પળ હરે ઉમંગ



ભૂખ વગર ભોજન કરવાથી અજીર્ણની ઉત્પત્તિ થાય છે, ગજા વગર ભાર ભરવાથી શરીરની ક્ષતિ થાય છે, અક્કલ વગર વહેપાર કરવાથી લક્ષ્મીનો નાશ થાય છે, અનુભવ વગર કાર્યનો આરંભ કરવાથી કાર્યનો બિગાડ થાય છે તેમ મન અને પ્રેમ વગર લગ્ન કરવાથી દુરાચારની વૃદ્ધિ થાય છે



નહિ સમજી રહે વિશ્વના વદનમાં હાર નાખી ભોજન એક હાડ
મન રાખ્યું ભાગ્યું ભિન્ન એ જાણ્યા છતાં જુદા અને તેહ જોડ
તેમ આજની આગળિ લે આપથી પુષ્પની સજમા આપ પોતે
ભૂખ ભજવે વિના ભાર ભરવાથી નાર ક ગળ તણું સિદ્ધ કાજ

કવિ મહાસુખરામ





૬૭ ફાંફા પચા ફાવે તેટલા રમો પણ આવડત વિના કાર્ય સિદ્ધિ થતી નથી, દગા ફટકા કરોડો કરો પણ

પ્રમાણિકતા વગર વિજય મળતો નથી, સુખ દુઃખ ગમે તેટલાં સહન કરો પણ સતોષ વિના ખરો આનદ મળતો નથી, પુન્યદાન ગમે તેટલા કરો પણ કરણી વિના કિરતાર પ્રસન્ન થતો નથી તેમ છોકરા સારૂ ગમે તેટલી સ્ત્રીઓ પરણો પણ નસીબ વગર છોકરા થતાજ નથી —

*　　*　　*　　*

સ્વર્ગે ગયા તાત વગાડિ બેડી,
માએ મર્ગી માગ દૈ કાપિ બેડી
કેં પતિ મોહના બાન આપી
કર્મે નગી નાન્યની મધ લાધી

અવનીમા મારા સુખનો અન્ત આવી ગયો મારૂ સર્વસ્વ લુટી પડયું, કાત્યુ પીંજ્યું તમામ કપાસ થઇ ગયું, ધર્યુ સોનુ ધૂળ મળી ગયુ મારા ભાગ્ય રવિને શૉક્ય રાહુએ ઘેરી લીધો.

*　　*　　*　　*

મારૂ મ્હને નાય કેનાર નાગી
અન હવે દેવ હુ બનાઉ યાર્દી
કાને કરૂ દાદ ક્યાંદ આવી
દેજે ધગ માગ ટાગી ઉપાવી

પતિને પરમાત્મા સમાન માની પળે પળે પૂજન કરતી પત્નીના પ્રેમનો હવે છેડો આવ્યો હ્રદયનું જીવન, નાડીનુ રૂધીર, ચક્ષુનું ચૈતન્ય, શરીરનો શૃગાર, અતરનો આધાર અને સૌભાગ્યનો કિરતાર ગણી પોતીકુ તમામ તન મન અને ધન ચરણમાં સર્વાર્પણ કરતી સુદરીના સ્નેહનો હવે છેલ્લો સત્કાર

થઇ ગયો. સૂર્ય ચદ્ર અગ્નિ અને વાડવની સાક્ષીએ દેવાતા કન્યાદાનનો હવે અવળો ઉપયોગ થવા લાગ્યો. પિયરની સાહ્યબીને પળમા પરહરી સાસરાની ગરીબાઇભરી ઝુપડીમા સ્નેહથી વાસ કરનાર વિનયી વનિતાના પ્રેમને હવે છેવટનો ન્યાય મળી ચૂકયો હવે આ સસારમા તેમનો બેલી એક ભરથાર કે કિરતાર ! ‘ બળ્યો બાયડીનો અવતાર ’ એ સૂત્ર ચાલુ જમાનાના અનુભવમા વ્યાસ શકરલાલ સત્ય ઠરાવે છે,

* * * *

હરી આ અબળાનો અવતાર આપ્યો શીદ અમને રે,
ગણ્યા રંકજનના ગણુ માંઝાર વટે નહી તમને રે
પુર્યા પૂર્વ જનમનાં પાપ અમારાં આવી રે
ઉર્યા શીર સંકટના ઝાડ દીધો નભરાવી રે
નથી ચાવતી ચેન વછોડી અરે મુજ હાથે રે
તોયે મુજને દીધી તરછોડી વિના વાંક નાથે રે
નથી ઉગતી તોડી લીલી વેલ હરી કોઈ કાળે રે
નથી નીર નીરે બાળેલ તોય દુખ આલે રે,
નથી તોડ્યા પંખીના માળા કદાપી આ હાથે રે
નથી પ્રગટાવી પાવક જ્વાળા કાગ્મી કોઈ વાતે રે
મારનુ બીજ કરવાને હોડ નથી મેં હલાવ્યા રે,
ક્યાંથી દોહ્યલા દિવસો આજ અરેરે આવ્યા રે.
નથી બાળક પર કરી ત્રાસ કદી મેં રડાવ્યા રે,
નથી આઘી પાછી કરી વાત વેર મેં ભડકાવ્યા રે,
લીધા પૂર્વ જનમના પાપ હરી તે ભાળી રે,
કહુ શંકર લાગ્યા ત્રાપ હૈયે થઈ હોળી રે ’

શૅાકયની શુળી ઉપર વીધાતી, સાસરીઆના જૂલમથી રૂંધાતી અને કુળના કાંટાથી ગભરાતી ભાનુશંકરની જુની સ્ત્રી શાન્તા ભાનુશંકરને મેડે બેસી છાની માની હૃદય ખાલી કરી રહી છે. એને પિયરમા કોઇ નથી. બિચારીના માબાપ તેને પરણાવીને તરતજ દેવલોક પામ્યા હતા ઉપર આભ અને તળે ધરતી, પિયરમા પુગી અને સાસરામા શૅાકયની શૂળીજ હતી, તેને જગતમા ભાનુશંકર સિવાય કોઇ મારૂ કહીને બોલાવે તેમ નહોતુ. પિયરમા ફક્ત જે કહીએ તેમા તેનો એક મામો હતો. જમાનાના પરીબળમા મામા નાગમામા વાઘમામા ઉંદરમામા જેવાજ ગણવામા આવે છે

મા અને બાપની હયાતી સિવાય સગા વ્હાલા છોકરાની કેવી દરકાર લેછે તે અનુભવ વગર સમજાતુ નથી નબાપા અને નમાયા છોકરાના મુરબ્બીઓના હેત કલમ અને વચનથી સમજાવી શકાતા નથી જ્યાસુધી માબાપની આખ ઉઘાડી રહે છે ત્યાસુધીજ સગા વ્હાલાની આખમા અમી વસી રહે છે જ્યારે માબાપની આખ મીચાય છે ત્યારે સગા વ્હાલાનો સ્નેહ પણ કરમાવા માંડે છે. નમાબાપી નોધારી અનાથ શાન્તાના દુ ખનો હવે પાર રહ્યો નથી જ્યાસુધી ભાનુશંકર બીજીવાર પરણ્યો નહોતો ત્યાસુધી શાન્તા અને ભાનુ એકજ હતા સાસરામા સાસુ સસરાના જુલમનો શાન્તા પર દારૂણ વરસાદ વરસ્યાજ કરતો હતો પણ તે તમામ શાન્તા ભાનુની સ્નેહ ભરી હૃદય ભાવનાથી સહન કર્યા કરતી હતી. તેને કોઈ પણ દિવસે ઓછુ આવતુ નહોતું, વખતે પ્રસંગે પ્રસંગે ઓછુ આવી

જતુ હતુ ત્યારે તેનાથી રડાઇ જવાતુ હતુ પણ ભાનુના પ્રબળ પ્રેમથી તે સર્વે ભૂલી જતી હતી.

જ્યારે ભાનુની જાણમા શાન્તાને ઓછુ આવ્યુ એમ આવતુ ત્યારે તે શાન્તાને સારી રીતે શાન્ત કરી વિનોદ અને પ્રેમથી રીઝાવી મનાવી લેતો હતો. પાણી પથા રેવતને ઘણી લાંબી મજલ કરાવી ઘેર લાવશો ત્યારે તે ઘણોજ હાંફતો અને અકળાતો માલમ પડશે પણ માલીકના પ્રેમ ભર્યા હાથના થાબડવાથી તમામ શ્રમ ભૂલી જઇ હરખાતો હરખાતો દાણો ખાતો નજરે પડશે, તેમ વહુને સાસરામા તેના સાસરીઆં ઘણુ જ લડયા હશે અને વહુ ચોધારે રોતી કકળતી આસુડા કાઢતી હશે, પણ વરના સ્નેહ ભર્યા દિલાસાથી અને મધુર ચુબનથી એક પળમા તમામ દુખ વીસરી જઇ મદહાસ્ય કરતી માલમ પડશે આર્યસસારમા પિયરમા સ્રીના બેલી માબાપ છે, અને સાસરામા ફક્ત એક ધણીજ છે જગત ભલે સારા પવિત્ર સાસરીઆને અને માબાપને સ્રીના બેલી ગણે પણ પતિન પ્રેમ વગરની પત્નીનુ કોઇ જગતમા બેલી થતુ જ નથી.

*　　　*　　　*　　　*

નહિ અન્ન ચતા કરમાય કમુદ, નજરે નવ જેની ગમે મનને
સભાગ્ય લાયક યત્ન વિકસે શોભા ન શોભાવે જરી તનને
ચન્દ્ર ચપળા નભમડળમા, વનહિ ગમ નવ એક જરી
નિભરી પ્રિયથી પડી જે પ્રમદા આ આલમમાં માટી ધુળ પડી

પતિ મૂર્ખ હશે, વ્યસની હશે અને દુરાચારી હશે, તે સદા રાત દિવસ સ્રીને અતિશય સતાપતો હશે તો તે વખતે

સાસુ સસરા ધણીને ધમકાવી વહુને પોતાની સોડમાં લઇ થોડી-વાર ગરમ હુ ફ આપશે, પણ જરા સરખી તક મળતાં બીજાએલો ધણી સ્રીની ગરમ હુ ફ સોટીના પ્રહારથી ઉડાડી નાખશે અને જ્યાસુધી તેનું મન સ તુષ્ટ નહિ થાય ત્યાંસુધી તેને અતિશય ગીંઆવી રીંઆવીને મારશે. આ પ્રસ ગે સારાં સાસરીઆં વહુને કદાચ ઘરમાંથી દૂર કરી ગરમ હુ ફને સારૂ પિયર વળાવશે પણ પિયરમા નાથથી તરછોડાએલી નારીનો કોઈ બેલી થશેજ નહીં.

જે માબાપ દીકરીને જોઇને ગાંડાં ઘેલા થઇ જતાં હતાં અને સાસરેથી પિયર તેડાવવા સારૂ સ દેશા ઉપર સ દેશા મોક-લતા હતાં તેજ માબાપ તેજ દીકરીને ધણીથી તરછોડાએલી જોઇને તેના ઉપર રાત દિવસ ક્રોધનાં માર્યા રાતાં પીળા થઈ જશે અને પિયરથી સાસરે મોકલવા સારૂ જમાઇને મનામણાં ઉપર મનામણા કરશે અને દીકરી ઉપર અ દેશો આણી પળે પળે તેને મારી ઝુડી ધણીની કહ્યાગરી બનવાનો ઉપદેશ આપી પોતીઆ હાથમા લઇ માસે છ માસે જ્યારે તેને સાસરે મૂકશે ત્યારેજ તેમને જ પ વળશે. ન્યાય અને નીતિના આવા અદ્ભુત બ ધારણને લીધે સ્રીનો જગતમાં સાચો બેલી ભરથાર અને કિરતારજ છે.

શાંતાનો સાચો બેલી હવે ભાનુશ કરજ છે. શાન્તાને જરા પણ શાન્તી મળવાનુ સ્થળ શોધીએ તો ફક્ત ભાનુનુ હૃદયજ છે. શાન્તાના નસીબે તે હૃદય હવે સાંકડુ થવાનો વખત આવ્યો; કેમકે ભાનુના હૃદયની અધિકારી હવે કાન્તા અને શાન્તા બ ને જણી થયા. એક મ્યાનમાં બે તરવાર માય નહીં તેમ પ્રેમમાં કદી વિભાગ પડેજ નહીં; જો પ્રેમની વ્હેંચણી થાય તો તરતજ

નયન અને હૃદયની વ્હેંચણી થઈ જાય. જ્યારે નયન અને હૃદયની વ્હેંચણી થાય ત્યારે સુખ દુઃખના પણ વિભાગ થઇ જાય, જ્યારે સુખ દુઃખના વિભાગ થાય ત્યારે ઇર્ષા અને કલેશ હૃદયમાં છવાઈ જાય, જ્યારે હૃદય ઇર્ષા અને કલેશથી છવાય ત્યારે સંસાર દુઃખમય થઇ જાય, જ્યારે સંસાર દુઃખમય થઇ જાય, ત્યારે જીવન પ્રવાહ નબળો અને નિસ્તેજ થઈ ટુંક વખતમા નાશ પામી જાય અને ક્ષણમા હતુ ન હતુ થઇ નામ તેનો નાશ થઈ જાય.

આ પ્રમાણે શાન્તાની સ્થિતિ થઇ રહી હતી. તેનું હૃદય વારવાર ભરાઇ આવતુ હતુ, જો કે ભાનુશંકર શાન્તાને ઘણોજ દિલાસો આપતો હતો તોપણ હવે શાન્તાને વિશ્વાસ આવતો નહોતો, અને વારવાર અધીરી થઇ રડી પડતી હતી અત્યારે તે નીચે પરસાળમા બેસી ડાંગર ખાંડતી હતી, તેની સાસુ શિવલક્ષ્મી તેને આખો દીવસ ધમકાવ ધમકાવ કરતી હતી. રૂચે તેવાં મ્હેણા ટુણા દઇ શાન્તાને સંતાપતી હતી, 'વહુના સો વાંક' તે પ્રમાણે ડગલે ડગલે શાન્તાના વાંક કાઢી તેની ઝાટકણી જેટલી કઢાય તેટલી કાઢતી હતી જ્યારે શિવલક્ષ્મી હદ બહાર જઈ ઘણુંજ લઢયા ત્યારે શાન્તાથી સહન ન થયુ, જ્યારે તેનાથી સહન ન થયુ ત્યારે સાબેલું ખાણીઆ ઉપર મૂકી રડતી આંખે મેડે ગઈ અને એક ખૂણે બેસી હૃદય ખાલી કરવા લાગી, અને બાયડીનો બળ્યો અવતાર કહી સારી પેઠે રોવા લાગી, તેને મેડે આવ્યે લગભગ એક કલાક થઇ ગયો તેની શાન્તાને ખબર ન રહી, અને તેની સાસુ વાઘણની પેઠે ગર્જના કરી શાન્તાને ગાળો ભાંડવા લાગી;

**“ એ રાંડ કર્કશા કાગડી મેડેથી નીચે ઉતર નીચે !**

**એ બા આવી.**

**રાંડ ગધાડાની સાસુ મેડે ભરાઇને શાં મોતી પરોવે છે ? રાંડ રાતેએ તારી મોકાણુ અને દિવસેએ તારી મોકાણુ ! રાંડ આખી રાત થઇને પાચ શેર ઘઉં દળી શકતી નથી અને આખા દિવસમાં થઇને ડાંગરના પાચ ઘાણુ પણુ ખાડી શકતી નથી. રાડ વાઝીઆ બાવળીઆ હવે હેઠી ઉતર હેઠી !**

**અરેરે મારી હવે વાઝીઆ બાવળીઆમાં ગણુતરી થઇ ! ઘરના કામમા ને કામમા મારી જાન ઘસાઇ ગઇ પણુ બાએ મને કોઇ દિવસ જપીને બેસવા ન દીધી. જગતમા વરસાદ અને વહુઓનો મરો છે, કેમકે**

*　　　*　　　*

વરસાદ અને વહુઓને છે જગમા મરવાનુ મરવાનુ
થોડો પડે તો કે' થોડો પડે છે,
ઘણો પડે તો કહે ઘણો નડે છે.
કામ કરી કરી થાકી જતા પણ સાસુ નણંદથી ડરવાનુ ડરવાનુ—૦
બોલીએ નહી તો કહે મુંગી ડસે છે,
બોલીએ તો કહે કેવી ભસે છે.
હાજી હા હાજી હા' કહીને કરતા ટપલા ખાઇ પેટ ભરવાનુ ભરવાનુ—૦
સાસુના ઠીકરા વહુના કલેડા,
લહે વહે નંદાયે કર્મે જડલા,
નાના અને મોટા વડિલાનુ કાને ‘ભલી ભલી’ કહી ધરવાનુ ધરવાનુ—૦

રાડ વાંઝણી પેટગળી મોટા પાડા હવે હેઠે ઉતર હેઠે !

એ બા આવી ” કહી શાન્તા નીચે ઉતરવા લાગી, સાસુમા ક્રોધે ઘણા ભરાઇ ગયાં અને ડોળા કાઢી અજા ઉપર જેમ કેસરી તલપે તેમ શાન્તા ઉપર તલપવા શિવલક્ષ્મી તૈયાર થઇ નીસરણીના બારણા આગળ ઉભા રહ્યા, શાન્તા નીચે આવી કે તરતજ શિવલક્ષ્મીએ શાન્તાના ગાલમા ચાર ગોદા લગાવી દીધા અને કુખમા ચોટી ભરી ધમકાવવા માડી

“ ઓ વહુ થોડા ફાટો થોડા, રાડ કુતરી તુ ઉપર ઘલાઇને કરે છે શુ ? રાડ શંખણી તારો બચકો લઇને નીકળ મારા ઘરમાથી ! જા તારે પિયર દીસ્તી રહે.

બા ભૂલી ગઇ ! ક્ષમા કરો હવે મેડે નહીં જાઉ !

ગામની મા રાડ કુતરી આ જરા લડીને કામ ઉપર બેસાડી કે તરતજ ધણીના મેડામા દોડી ! રાડ હવે તો મેડાનો છાલ છોડ ! રાડ ચુડેલ મારા છોકરાને ચૂશી લીધો, હવે તો તેનો છાલ છોડ ! રાડ તારૂ નસીબ જોને તારૂ નસીબ. મારી જાગ ફાટે તો તારી કુખ ફાટે એવુ તારૂ કોડીઆ જેવું કપાળ છે રાંડ હવે શૉક્ય આવ્યા કેડે તો તદ્દન ફાટીજ ગઈ ! હદ બ્હાર જતી રહી ” આ પ્રમાણે શિવલક્ષ્મી તાડુકા કરી રહી છે તેવામાં શાન્તાના સસરા ભગવાનદાસ બ્હારથી ઘેર આવ્યા અને શિવલક્ષ્મીને લડતી સાભળી પૂછવા લાગ્યા,

આ શુ તોફાન માડયુ છે ?

આ રાડ શાન્તા હવે ઘરનાને ખાઇગદી છે. કોઈનું પણ કહ્યુંજ માનતી નથી ઘરમા જરાએ કામકાજને અડતી નથી,

અને જ્યારે કાંઈ કહીએ છીએ ત્યારે ચપચપ સામુ બોલે છે અને બહાર ભવાડા કરવા દોડે છે.

રાંડનો ચોટલો ઝાલી ઘરમાંથી બહાર તગેડી મૂકો

એ રાંડ કર્કશા જ્યારથી અહીં મરી છે ત્યારથી સુખેથી બેસવા મારો વારો આવ્યો નથી.

તો રાંડને હવે પિયર તગેડી મૂકો. એ ગરીબગોલી વહુ મારા ઘરમા ન જોઇએ ગરીબના સાળાના અવળા દાત હોય! ગરીબગોલા આંગણા અભડાવી મૂકે!

અલી શાન્તા તુ તારો બચકો બાધી હવે પિયર જા. જા રાડ આવજે વરસ બે વરસ પછી. જા રહેજે તારા મામાને ઘેર!"

સાસુ સસરાએ શાન્તાને સારી પેઠે ધમકાવી રોવરાવી દીધી, શાન્તા ખાણીઆ ઉપર બેસી રોતી ગઈ અને ખાડતી ગઇ. કકળાટમા સાજ પડવા આવી, ભાનુશકર કૉલેજમાથી ઘેર આવ્યો, ભગવાનદાસે ભાનુશકરની પણ જડતી લેવા માડી;

"અલ્યા ભાનુ આ તારી રાડને ઘરમાથી તગેડી મૂક. રાડ ઘરમા કોઇને ગાઠતી નથી.

દીકરા હુ તો તારી વહુથી વાજ આવી. જો તને તારી સગલી અમારાથી વધારે વ્હાલી લાગતી હોય તો તુ તારી રાડને લેઇને ઘરમાથી નીકળ અને જુદો રહે, નહીતો તારી રાડને ઘરમાંથી કાઢી મૂક.

હવે એને કાઢી મૂકી છે. કાઢવામા શુ બાકી રહ્યું છે. તમે તમારૂં ધાર્યું કર્યુ હવે તો એનો છાલ છોડો. એક લુડીની માફક

ઘરમાં રહીને તે ગધાડાવૈતરૂ કરીને 'પેટ ભરે છે; હવે' તેની પત્તર ફાડવી જવા દો.

ઓ સાળા અક્કરમી દીના ઉઠેલ બોલતાં બોલતાં તુ બ્હેકી ગયો બ્હેંકી ! સાળા ચ ડાળ અ ગ્રેજી ભણ્યો એટલે તડતડ સામું બોલતાં શીખ્યો કેમ ? હરામખોર તુ મારા સામુ બોલનાર કોણ ?

બાપા એમા હુ શુ તમારા સામુ બોલુ છુ ?

સાળા ઢેડ તારી માથી તારી બાયડી વધી કેમ ?

હું શુ તમને કહુ છુ ?

સાળા બાયલા હીજડા ભલી ગણી બાયડીને વશ થઇ ગયો. મેર હરામખોર તારી નજરમા તારી રાડના વાક નથી આવતા ?

પણ હુ શુ બોલુ છુ ?

સાળા બોલે તો તારા જડબાના બત્રીસ દાત ના તોડી નાખુ ?

હશે તમે હવે કકળાટ જવા દો ભાનુને કાઈ કહેશો નહીં ! એની રાડને લડવુ હોય તેટલુ લડો !

પણ તું જોને ! એ બાયલા દીકરાની આખમા તેની બાયડીનુ કાઇ વાકુ આવે છે વાકુ ?

બાપા તમે હવે કકળાટ જવા દો ! બહુ થયુ. હવે એ રાડ મહીના છ મહીનામાં મરી જશે.

મારા ખાસડે મારી મરી જશે તો ! રાંડ ઘર અભડાવી મૂકતી મટશે ! "

ભાનુશ કર છાનોમાનો ગમ ખાઇને મેડે ગયો, શિવલક્ષ્મી ઘર કામમાં ગુંથાઈ અને ભગવાનદાસ શાક શમારવા બેઠા. શાન્તા

ખાણીઆ ઉપરથી ઉઠીને દેવતા પાડવા લાગી. ભાનુશંકર કપડાં ઉતારી પોતાના મેડાની એક ચેર પર બેસી વિચારમાં લીન થઈ ગયો; અને છેવટે ક્રોધાતુર થઇ નીચે પ્રમાણે બડબડવા લાગ્યો.

"કુળવાન, કુળવાન, કુળવાન, કુળનુ સત્યાનાશ જાય મુઆ એ કુળવાન! શેઠીઆ શેઠીઆ અમે નાતના શેઠીઆ આગેવાન! તમારી શેઠાઇમાં ધૂળ પડે એ હેવાન આગેવાનો પરમાત્માનો કાંક ડર રાખો અને વિનયમાં રહી દીકરાની વહુઓ ઉપર થોડો જુલમ કરો ડોસાએ મારો અવતાર રદ કર્યો! મને નકામો બીજીવાર પરણાવી જમાનાના ગધેડાપર બેસાડી ફજેત કર્યો! બબ્બે બાઇડી પરણે છોકરા થતા હોત તો દુનિયામા કોઇ વાંઝીઆ ના રહેત! છોકરા ક્યાંથી થાય? જે ઘરમા વહુઓ ધરાઇને ધાન પામે નહીં અને કલેશ ને કકાસ વગર પવાલુ પાણી પામે નહિ તે ઘરમા સતતિ કયાથી થાય? જ્યા કુળના વેચાણથી ઘરના ગુજરાન ચાલે તે ઘરમા સાચુ સુખ અને શાન્તી કયાથી જણાય? મારા જુના સસરાએ અમારૂં કહેવાતુ કુળ જોયું અને કુળમા છેવટે તમામ તેમણે ખોયું! તેમણે સારી રીતે પહેરામણી કરી કર કરીઆવર કરી તેમની એકની એક દીકરી શાન્તાને મારી સાથે પરણાવી અને તેમના તમામ ધન માલ મિલ્કતની અમારા લગનમા આહુતી આપી. તેમને ફરજંદમા આ એક શાન્તાજ હતી, એટલે છેવટે તેનું કન્યાદાન દઇ સાસુ સસરા માથાનો ભાર ઉતારી દીકરી ઋણથી મુક્ત થઈ ગયા થોડાક વખતમાંજ તે સ્વર્ગસ્થ થઇ ગયાં પરણાવે પુરા દશ વરસ પણ ન થયા તેવામા મારા પિતાએ મને ફરી પરણાવ્યો. હું શું કરૂં! કયાં જાઉ! વાંકજ બધો મારો છે! હુંજ બાયલો છું.

માબઇ છું ! મારામાંજ રામ નથી. જો હું પિતાની સામે થયો હોત તો કાંઈપણ ગજબ ન થાત; પણ મારાથી સામુ બોલાતુંજ નથી. આમન્યાની સાંકળ મારાથી તૂટતીજ નથી જેમ વધારે વિદ્યા ભણ્યા એટલે વધારે બાયલા થયા. વિવેક ધર્મ અને કાયદા સમજતા થયા. કાયદામાં માબાપની આમન્યા સમજતા થયા. બાપ જે કાઇ કહે તે છોકરાના સારા સારૂજ કહે તે સુત્ર માની ગરીબ ગાય જેવી નાર પર જુલમ કર્યો ! બિચારી નિરાધાર બાળાને શૅાકયની શૂળી ઉપર વીંધી નાખી ! હા ...હવે હુ શુ કરૂ ? શાન્તાને શી રીતે સુખી કરૂં ? મારી નવી સ્ત્રી કાન્તા તો મારા માબાપને છાતીમા લાત મારી ઘરમા સમાસ કરે તેવી છે. આ શાન્તા મારા જેવી આમન્યાદાર વિનયી છે એટલે ઘરમા તેનો મરો છે.

અલ્યા ભાનુ વાળુ કરવા ચાલ્ય !

એ આવ્યો ! ” કહી ભાનુશંકર ઉદાસ મને ખાવાને નીચે ઉતર્યો, શાન્તા પથારીઓ કરવા મેડે ચડી, અને ભાનુશંકર કત્યાન પહેરી જમવા બેઠો સાસુ સસરાની પથારીઓ કરી શાન્તા ભાનુશંકર અને તેની શૅાકય કાન્તાની પથારી કરવા સારૂ ભાનુશંકરને મેડે ગઇ ! મેડામા જઇ બને જણાની પથારી કરી. પથારી કર્યા પછી એક કૉચ પર બેસી પોતાનુ શયનભુવન શાન્તીથી નિહાળવા લાગી, આ વખતે તેને તેનો આગલો વખત ચંદ્રદર્શન હનીમુન વરની પ્રથમ મુલાકાતનો પ્રસંગ નજર તળે તરવા લાગ્યો, અગાઉ ભોગવેલુ સુખ યાદ આવતાંજ તેની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યા. ભાનુશંકરના બીજીવાર

લગ્ન થયા પછી શાન્તાને તેની સાસુએ સદારે વાસ્તે ભાનુશંકરથી વિખુટી પાડી નીચે છેક પરસાળમા સુવાડતી હતી ભાનુશંકરની પથારી કરવા જતા રોજે શાન્તાને પોતાના શયનભુવનના દર્શન થતા હતા, દર્શન કરતી વખતે હમેશાં તેની આખમાથી ચોધારે આંસુ વહેતાં હતા. કાન્તા હમેશા સાસરે રાતે સાત વાગે પિયરથી જમીને આવતી અને સવારમા આઠ વાગે તરતજ પિયર ચાલી જતી હતી ન્યાતના શેઠીઆની દીકરી કાન્તા હતી, તેથી કાન્તાના સાસુ સસરા દબાઇ ચ પાઇને કાન્તાને કાઇ કહી શકતાં નહિ, જો કે ભગવાનદાસ પણ ન્યાતના એક શેઠીઆ હતા પણ ઘસાઈ ગએલા રળી રોટલા ખાનારા શેઠીઆ હતા, તોપણ ફાધર વિલિયમ પુરૂષોતમરાય જેવા માતબર આગેવાન જ્ઞાતિના પટેલ નહોતા, તેથી કાન્તાને કંઇ પણ કહી શકતા નહોતા ગરીબ બિચારી શાન્તા ઉપરજ સઘળી વાતે પૂરા હતા

શાન્તા શાન્તીથી પોતાનુ શયનભુવન જોવા લાગી અને ભાનુશંકરની છબીને પ્રેમથી નિહાળવા લાગી, કાંક મનમા આગલી વાત સાભળી આવવાથી તે પ્રેમના લવારે ચઢી પોતાના મન સાથે પ્રેમ ચર્ચા કરવા લાગી.

* * *

અમારો અબળાનો આધાર એક ભરથાર તમેરે,
તમારે આધારે અવતાર ગાળીએ નાર અમેરે—૦
હેતે તમારે હાસ્ય અમારે ગેમ અમે રહનાર,
તમારા માર્યા અમે મરનાર તાર્યા તરનાર અમેરે—૦
અમો અબળાની બુદ્ધિ પાની છે વ્હાલા વસનાર
સદાયે અમે દોષ કરનાર ક્ષમા કરનાર તમેરે—૦ "

મારા જીવનપ્રાણ જગતમા તમે એકલાજ મારા છો. મારે તમારોજ આધાર છે. મારા હૃદય શૃંગાર તમારા પવિત્ર પ્રેમના આધારેજ મારો જીવનપ્રવાહ વહ્યો રહ્યો છે. વ્હાલા તમારૂં હૃદય હુ સારી રીતે ઓળખુ છું આપને તલમાત્ર પણ ફરીથી પરણવાની મરજી નહોતી ફક્ત માતા પિતાને સંતોષ આપવા સારૂજ અને મારી હા થી જ આપ પરણ્યા છો. મારા પ્રભુ હુ આપનો જરા પણ અવગુણ લેતી નથી મારા નસીબનો વાક છે. આપે મને લાડ લડાવવામા જરા પણ કમી રાખી નથી મારા નેત્રમણી આપના પ્રેમની હદ નથી. આ અટારીપર ચંદ્રપ્રભામાં ફરતા ફરતા મધ્યરાત્રે આપ જે કાવ્ય કાન્તા નાટકનું બોલ્યા હતા તે અત્યારે મને યાદ આવી આપના પ્રેમની પતિત આપે છે,

* * *

અંધાર થયુ પાતળુ નભ વિષે તારાદ્યુતિ નીતરી
વીણા તાલ મૃદંગ રાગ તરીને કાને પડે આ ઘડી,
રાત્રી આ ઝાગુણાટ જેમ કરતી વેગે ઉડી જાય છે,
નિદ્રાની મીઠી પાંખમા જન બધા જંપે શાન્તી વિષે

વ્હાલી ચાલો હવે શયન કરીએ, વિલાસમા રાત ઘણી વીતી ગઇ હવે ચાલો, આવા મધુરા શબ્દો મારા જીવનપ્રાણ અત્યારે મને યાદ આવે છે વ્હાલા જ્યારે આપ મુંબાઇ જવાના હતા ત્યારે આગલી રાત્રે મે તમને તરતજ આવવાનું કહ્યુ હતુ તે કાવ્ય મને પણ અત્યારે કાન્તા નાટકનુ યાદ આવે છે,

* * *

ક્રિડાના ઉપભોગ યોગ્ય નભમા છે ચંદ્ર કાન્તી ખીલી,
ને આ શીતળ દીર્ઘ જામિની વળી એકાકિ ને કાળશી,

ડો મદ સમીર ગધ વિખરે ચોપાસ આકાશમા,
તે જાયે નહી વ્યર્થ પ્રાણ પ્રિયગે માઠા મધુ માસમા

આવું કહીને હું તરતજ મારા વ્હાલાની કોટે બાઝી પડી હતી અને પ્રેમથી ગદગદીત થઇ ગઇ હતી. આહા....તે વખતે મારા હ્રદયમણીએ મને ધીમે ધીમે વિખુટી કરતાં કહ્યુ હતું કે,

* * *

પ્રીતી પાન કર્યુ પ્રાણ પ્રતિ દીને તેથી ક્ષુધા ના રહી,
પ્રીતી વારી તરંગ સર્વ દીલમા રે' છે મનાયે વહી,
તોયે આ કરૂ પાન હુ અધરમા ચાખુ સુધા પ્રેમથી
કે' હે પ્રાણ ગેહે ક્ષુધા ન જરીએ જાગે વ્યથા આવતી

વ્હાલા જ્યારે બીજે દિવસે ટ્રન્ક લઇ મુંબાઇ જવાને શયનભુવનમાંથી બહાર નીકળ્યા ત્યારે મારી આખમા ઝળઝળીઆ તરી આવ્યા, તે વખતે તમે નીચેનુ કાવ્ય બોલી મને શાન્તી આપી હતી,

* * *

જો પ્રેમમા જુગ વહે પણ અલ્પ દીસે,
ઉંડે પળે પણ ખુબી નવલી વિશેષે
પ્રેમી સમીપથી જતા ચિતડુ ચીગાય,
તે માત્ર એક પળને પછી વર્ષ થાય

આહા આવા અનુપમ સુખના મધુરા દિવસો જતા રહ્યા. મારા મીઠા શયનભુવનથી મને મારા નસીબે વિખુટી કરી ગયા વિજયાદશમીના તહેવારમા જ્યારે હુ જાગરણ કરીને નિદ્રાવશ થઇ ગઇ હતી તે વખતે સૂર્યોદય થવાથી મારા હ્રદય શ્રૃંગારે મને નીચલું કાવ્ય બોલીને ધીમે ધીમે જાગ્રત કરી હતી.

*　　　　*　　　　*

ઉગ્યો નભ હણન્તો ચન્દ્રનુ તેજ ઉગતો,
કમળ કરી વિકાસી ભૃંગને મુક્ત કરતો
અતિશય થઈ તાતો વિશ્વમા પ્રેરી પ્રાણ,
નરપતિ સમ અભ્રે જો ચઢે ભવ્ય ભાણ!

આહા આવા મધુરા પ્રેમના ઉદ્‌ગાર હવે મારૂ કાળજુ ચીરી નાખે છે. આ શયનભુવન છોડી જતા મને મારી આગલી રમત ગમત યાદ આવે છે રાત્રે પરસાળમા સૂતી વખતે મારા મગજમા મારા વ્હાલાનો વાણીવિનોદ પ્રેમઉન્માદ કરી મૂકે છે. અહા જ્યારે પિયરથી હુ સાસરે આવવા નીકળતી હતી ત્યારે મારી સાહેલીના વચનો પણ મને અત્યારે યાદ આવે છે,

*　　　　*　　　　*

લટકાળી ચાલ ચાલી રસિયા રીઝાવજો
પ્રિતમને પ્રિતથી મનાવજો હો બ્હેની—૦
પવન મંદ મંદ પ્રિત પંખાથી નાખજો
રસિયાને રંગથી રમાડજો હો બ્હેની—૦
વાલમને નેહ ભર્યા નયને બોલાવજો
મધુરં વચન બોલીને લોભાવજો હો બ્હેની—૦

આહા મે મારા રસીઆને ખૂબ રીઝાવ્યો પણ મારા કર્મે કરી હુ વિખુટી થઇ મારા પરભવના પાપે કરી શૅાક્યની શૂળી ઉપર હુ વીંધાઇ ગઈ! વળી મારી જયાલક્ષ્મી તો મને હમેશા કહેતી હતી કે,

*　　　　*　　　　*

ભરી ભરી પ્રિતીની પ્યાલી પીજો ને પીવરાવજો,
લટક ને ચટક રમીલી રસીયા ને રીઝાવજો—૦

૧ જીવનનો લ્હાવો લેજોજી, જોબનનો લ્હાવો દેજોજી,
રસના રંગ તરંગમા ઝુલજો ને ઝુલાવજો—૦
બની તમે ગુલ રંગીલીરે પીયુ બુલ બુલ રંગીલાને,
જોબનના જાદુઇ કેફે ફુલજો ને ફુલાવજો—૦

નવલ કુસુમ

અરેરે મારા જીવનનો લ્હાવો તો મને મળી ચૂકયો ! હા ... આ શયનભુવન જોઇને મારૂં મન ઉથલપાથલ થઇ જાય છે. જગતમા પવિત્ર પ્રેમીનેજ દુઃખ છે. અત્યારે મને પ્રેમઘેલી ઉમાદેવડીનુ કાવ્ય યાદ આવે છે,

*　　　*　　　*　　　*

નહી કોઇને દીલ બ્હેની દઇએ દગાથી
એ દિલ તો છે કીડા જગત ઝાઝુ પાપી—૦
કહીની દયા શુ કંઇ પાપીઆને
અમારી પલકમા પછી દે છે કાપી—૦
કરી ભાગ દીલના થતા ચાલતાં
કદી સાધવા દીલ દીઠી કોઇ લાપી—૦
નાતો હોય જેને વીગત તે જાણે
પુરૂ આ સમે માસવુ દીલ આપી—૦

ઝવેરી

અરે પણ હુ ભૂલુ છુ. મારા જીવનપ્રાણ એવા નથી; વાકજ બધો મારા ભાવિનો છે તેમણે મને મન વચન અને કર્મે કરીને કોઇ દિવસે પણ દુભવી નથી. અહા ચાલ હવે ઘણો વખત થયો, હુ નીચે જાઉ નહીતો સાસુ ક્રોધે ભરાઇ મારા પર તૂટી પડશે. હવે કાન્તાને પણ આવવાનો સમય થયો છે. હવે મારે જવુ જ જોઇએ. આ પ્રેમની માયાનો હવે ત્યાગ કરી ભગ-

વત ભજન કરવુંજ જોઇએ. ભગવત ભજન કરવા જાઉં છું પણ મારૂં મન એક ઘડી પણ શાન્તીમાં રહેતું નથી; મને આગળનાં ભોગવેલાં સુખ યાદ આવ્યાંજ કરે છે. હું ઘણીએ મનને વારૂં છું પણ મન સમજતુ નથી. હા....અત્યારે પણ મને એક કાવ્ય યાદ આવી જાય છે. જ્યારે હું સાસરેથી પિયર જતી હતી ત્યારે મારી સાહેલી કમળા મારી રોજ મજાક કરીને કહેતી હતી કે,

*　　*　　*　　*

ભાન ભૂલ્યા છે રાજ મૂખડાની મલકે,
કામણગારી કીકીની હલકે હઠીલા રાજ—૦
ઝાંઝરને ઝણકે નેપુરને ગણકે,
જોબનીયાની ભુરકીના ભણકે હઠીલા રાજ—૦
હાથની લટકે ચાલને ચટકે,
પાતળી કમર કેરે કટકે હઠીલા રાજ—૦

નવલ કુસુમ

આહા મારા પિતાના વખતની સાહ્યબીમા મારી જે સ્થિતિ હતી તે સ્થિતિ આ કાવ્ય મને અત્યારે સભાળી આપે છે, ચાલ જીવ હવે સંસારી માયા મૂકી દઈ ભગવતની માયામાં લુબ્ધ થા” કહી રડતી આંખે શાન્તાએ પોતાના શયનભુવનમાંથી નીકળી જેવો બારણાની બ્હાર પગ દીધો કે તરતજ ભાનુશંકર ઉપર આવ્યો અને શાન્તાને ગળે હાથ મૂકી પ્રેમથી ધકેલી શયનભુવનમાં લઈ ગયો;

“ વ્હાલી શાન્તા આમ ઘેલી થાય છે. ?

નાથ હવે મને જવા દો.



ભાગ ૨જો ‘ હવે મને જવાદ્યો નહી તો આ ગુસ્સે થશે ” (પાનુ ૫૭)

વ્હાલી આમ રો રો કરવાથી આ કાયા ટકશે ?

કાયા ક્ષણભંગુર છે. માટીની માયા છે. જ્યારે ત્યારે પણ એકવાર પડશે ને પડશેજ

વ્હાલી તારી રજાથી પરણ્યો તેમા તને આટલુ બધુ ઓછું આવે છે ?

મારા નાથ મને કાંઇ પણ ઓછું આવતુ નથી. મને મારા કર્મના તમાસા જોઇને રડવુ આવેછે. મારાં માતપિતાના સુખ સાભળી આવે છે !

વ્હાલી આટલુ બધુ હૃદય પોચું ન રાખીએ.

હવે મને જવાદો નહીં તો બા ગુસ્સે થશે.

વ્હાલી જવાય છે. બેસો " કહી બાથ મારી શાન્તાને ભાનુએ પોતાના ઉછંગમાં સુવાડી અને વદનનાં આંસુ પોતાના હાથથી લ્હોવા લાગ્યો અને તેને ચુંબન ઉપર ચુંબન કરી પુષ્કળ દિલાસો આપ્યો.

" શાન્તા આ શરીર મારી સેવામાં હવે ઘસાઈ ગયું. જો તું મારૂ બ્હેતર ચ્હાતી હોય તો ચિંતા તજી દઇ શરીરનું રક્ષણ કર નહીંતો તારા પછી હું નથી તે ખાત્રીથી માનજે !

ખમા ખમા મારા નાથ ખમા તમને ! ઘણું જીવો વ્હાલા તમે ઘણું જીવો ! તમે મને લાડ લડાવવામાં કાંઇ પણ બાકી રાખી નથી. આ જે કાંઇ કુદરતનો ખેલ થયો તેમાં મારા ભાવિનો દોષ છે. " કહી શાન્તા એકદમ ઉછગમાંથી નીકળી બેઠી થઇ ભાનુ સામે હાથ જોડી ઉભી રહી !

" શાન્તા હવે શાન્તી રાખી જે કાંઈ માથે પડે તે સહન

કરવુ. સગાઇ એક ભવની છે વ્હાલી મારા જેવા પાપીનાં પાને પડી તુ દુઃખી થઇ !

નાથ હુ તો તમારી ભવોભવની દાસી છું હુને ભગવાન પાસે જન્મોજન્મની આપની દાસી થવા સારૂ પ્રાર્થના કર્યા કરૂં છુ વ્હાલા આપના પ્રેમનો અને ગુણનો મારાથી કદાપિ કાળે બદલો વળે તેમ નથી

વ્હાલી મે તને શુ સુખ આપ્યુ છે કે જેથી તુ આટલો બધો સતોષ બતાવે છે વલ્લભા તારી ખરી જુવાનીના વખતે હુ તારાથી વિખુટો પડુ છુ

નાથ આપ કોઇ પણ વાતે ઓછુ લાવશો નહી.

શાન્તા આ કસાઇના ઘરમા તને જરા પણ સુખ મળતુ નથી.

વ્હાલા હુ તો આપના હસતા વદનકમળની પ્યાસી છુ. આપ જ્યારે મને હસીને બોલાવો છો ત્યારે હુ તમામ મારાં દુખ ભૂલી જાઉ છુ. વ્હાલા દિવસમા એકાદ વાર આ દાસીની ખબર લેજો

શાન્તા જગતનો વ્યવહાર ઉલટોજ છે સારાનો જગતમા મરો છે કેમકે,

*　　　　*　　　　*

અરેરે જાલીમ જગ શો તારો જુદો વહેવાર છે
અરેરે નિરભય કરતો નઠારો સારાનો સહાર છે—૬
ગરીબ ગરુ કસ્તુરી મૃગો નિરજન વન વસનાર,
મરે કસ્તુરી કારણે લાખ્ખો બની શિકાર,
સુગુણકારી કસ્તુરી માટે મૃગો શિરે છરી,

વિના ભએ શ્વાન ભુડો ભસનારો—૦
ગુલાબને ડોલર કળી અણખીલી ચૂંટાય,
માળા કાજ વિંધાય ને અર્ક કાજ ઉકળાય,
સુગંધ છે તેમાં ભરી માટે તેને શિરે છરી,
આવળ તણા ફુલ ન કોઇ જોનારો—૦
કાતળી કાતળી શેરડી હાથે હાથ કપાય,
દાતે દાત ચવાય ને વાઢે વાઢે પીલાય,
સુરસની છે માધુરી માટે તેને શિરે છુરી,
બાવળીઆની બાજુ ન કોઈ જનારો—૦

નવલ કુસુમ

નાથ હશે હવે જે થયુ તે ખરૂ, આપ જરા પણ જીવ ન બાળશો.

અલી શાન્તા ?

એ આવી બા ! ” કહી શાન્તા એકદમ શ્વાસ ભરી નીચે ગઇ, ભાનુશંકર શાન્તાના અજબ સ્નેહમા લીન થઇ ગયો અને વિચારમા પડી એક કૉચ પર બેઠો, ઘડીઆળમા સાતના ટકોરા થયા કે તરતજ કાન્તા પિયરથી સાસરે આવી, શિવલક્ષ્મીએ કાન્તાને દૂધની તપેલી આપી મેડે મોકલી કાન્તા દૂધની તપેલી લઇ ભાનુશંકરના શયનભુવનમા દાખલ થઈ. ભાનુ કાન્તાને જોઇ એકદમ બેઠો થયો. કાન્તાએ તપેલી ટેબલ પર મૂકી, અને પોતે એક ચેર પર છાની માની બેઠી

“ આ દૂધ તુ લાવી ? ”

હા

શાન્તા નીચે શુ કરે છે ?

ખાવા બેસે છે.

જા નીચે જઇ તેને ઉપર મોકલ ?

તમારે ગરજ હોય તો જાઓ નીચે, હુ તો નહિ જાઉ !

અરે જા નીચે, હુ કહુ તે કર !

હુ તો કાઇ જતી નથી

ઠીક અગાસીમા જઇને શાન્તાને તો બોલાવ.

બોલાવો તમારે ગરજ હોય તો ?

મૂરખી બોલાવ્યે તારી આબરૂ નહીં જાય ?

જાઓ બોલાવો !" ભાનુશકર કાન્તાના વચન સાભળી વિમાસતો વિમાસતો દાદર આગળ ગયો ! !

"એ બા નીચેથી ચમચો મોકલાવજે !

સારૂ જા અલી શાન્તા ઉપર ચમચો આપીઆવ." શાન્તા ચમચો લઇ ઉપર આવી. ભાનુએ કબાટ ઉઘાડી ત્રણ રકાબી અને ત્રણ પ્યાલા કાઢયા અને દૂધને ત્રણ ભાગે વહેચી નાખ્યુ.

" લે કાન્તા તારો પ્યાલો લઇ લે !

મૂકો લઉ છુ

લે શાન્તા આ તારો ! આ પડીકુ પહેલુ ખાઇને પછી દૂધ પીજે.

લાવો, કહી શાન્તાએ લીધો.

શાન્તા દૂધનો પ્યાલો લઈ શયનભુવનમાથી બહાર ગઇ, પ્યાલો હાથમા લીધો ને પીવા મો આગળ ધર્યો કે તરતજ તેના મુખમાથી ઉદ્દગાર નીકળી પડયા કે " આતે પ્રેમનો પ્યાલો કે શૉકયનો ભાલો ?"



# પ્રકરણ ૩ જું.

## પ્રીતિની વાનગી કે પ્રાણની રવાનગી ?

### દોહરો.

ધગધગતા ધરણી વિષે જડ પ્રેમ અગાગ,
ચાતક સમ પ્રેમી પુરા કર પારખી અહાર

સંસારમા અન્તરતા ક્ષણે ક્ષણે જન્મ અને મર્ણ રહેલા છે, રણ સંગ્રામમા ઉતરતા ડગલે ડગલે હાર અને જીત રહેલી છે, ધાર્મિક કાર્યનો આરંભ કરતા વારે વારે પુન્ય અને પાપ રહેલા છે, સ્નેહી જનોમા વાસ કરતા પળે પળે સુખ અને દુઃખ રહેલા છે તેમ પ્રેમ પંથમા પ્રવેશ કરતા ઘડીએ ઘડીએ આનંદ અને આસુ રહેલા છે

વિકટ ગલીઓ પ્રેમની પ્રેમી વિના નવ પંથ જડે
અણજાણ ગલીમા પ્રેમના કોઇક જાય ટકે નહિ
અવિચારી થઇ કારમા અધવચ અબુધ સમ આથડે
લગન થઇને આપડા ખત્તા ખાય પાછા પડે

માંછલા તિર્થેના પાણીમા ન્હાય છે સાપ સમીર ભક્ષણ કરીને રહે છે, ઘુવડ અખંડ ઉજાગરો કરે છે,

કાસદ કાશી સુધી જાય છે, તપોધન દેવળે દેવળે ફેરા મારે છે, આંધળા હમેશા દંડ ધારણ કરે છે, રાસભ રાખમાજ આળોટયા કરે છે, બગલા એક ચિત્તેજ ધ્યાન ધર્યા કરે છે પણ ભાવ વિના કેવળ કરણી કરેથી કાર્યના સસ્કાર નીપજતા નથી કેમકે અગ્નિ વિના ભસ્મમાં ઘી હોમે એળેજ જાય છે માટે ભાવ અને મનથીજ કાર્યની સિદ્ધિ થાય છે કેમકે જ્યાં નયન છે ત્યા રસ્તો છે અને મન છે ત્યા પ્રેમ છે.

"આતે સ્નેહનુ શોધન કે હૃદયનુ છેદન ?

* * * *

'તેરી જીન્દગી પે મુનહસર હય જીન્દગી મેરી,
વર ન યે જાન નીકલનેમે નહી જ્ન દેરી'

મ્હેરૂન્નિશા

તારી જીદગીના આધારે મારૂ જીવન છે, નહીં તો આ જીવ નીકળવામા કાંઇ વાર નથી.

જીવનહાર.

* * *

'આપ જો દેખા તો યહ દેખા કે કયામત હય ઈશ્ક
કહર હય જુલ્મ હય બેદાદ હય આફત હય ઈશ્ક

મ્હેરૂન્નિશા

કુદન પ્રેમ પણ બુરી બલા છે.

* * *

'હર બદર ખાક બસર ચાક ગરેબા કરકે,
જાન લે લેતા હય વલે બે સરોસામા કરકે'

ઈસલામ સાહીત્ય

'ઠામ ઠામ, ધૂળ મેળવતાં અને ફાટેલાં કપડાં કરીને પ્રેમ જીવ લેઇ લેછે અને તે પણ એવી રીતે કે તદન નાદાર મુફલેશ કરીને પ્રાણ હરી લેછે.

હૃદયમણી.

* * *

' દીલ અપના ઈશક કે દરીયામે ડાલા,
ફીર ડુબના ડર ગયા અલ્લા હાત આલા '

મ્હેરૂન્નિસા

કુદન

* * *

' આશાને દરિયે મુકયુ હૃદય સમાગમ નાવ,
પાર ઉતારે પ્રેમથી પ્રભુ સાધીને લાગ, '

પ્રેમના બાધનાર જો કે મનુષ્યો છે પણ પ્રેમને નભાવનાર પ્રભુજ છે. પ્રેમીજનો ફકત આશાના દરિયામા હૃદય સમાગમ નાવ મૂકીને વેગળા રહે છે તે નાવ કયા જાય છે અને કયા જશે તે વિધીના હાથમા છે. પવિત્ર પ્રેમીઓએ એટલી ખાત્રી રાખવી કે પ્રેમની કસોટી થઇ પ્રેમભક્તિ પ્રમાણે નાવ વહેલુ મોડું કિરતાર પાર ઉતારેછેજ!

અતરના આધાર,

* * *

પર નહી ઉડ કર તુમ્હારે પાસ જો આ જાઈએ
જહાં હમ કય તલક બુને જીગરકો ખાઈએ
ચશમ તર અઓર દાગસીના કો કીસે દીખલાઈએ,
દીલ સમજતા હય નહીં કયો કર ઈસે સમજાઈએ.

ક્ષુટ જાઉં ગમ કે હાથોંસે જો નીકલે દમ કહીં,
હએફ અયસી ઝીંદગી કે તુમ કહીં ઔર હમ કહીં.'
મ્હેરૂન્નિશા

કુંદન,

*　　*　　*

' બુલબુલકી ઝીંદગી ગુલે ગુલઝાર દેખના,
ઔર મેરી ઝીંદગી તેરા દીદાર દેખના '
મ્હેરૂન્નિશા

હૃદય શૃંગાર, પ્રેમીઓનાં હૃદય વચ્ચે દોરંગી દુનિયા રહેલી છે, એટલે મનની મનમાં અને તનની તનમાં સમાઇ જાય છે જેટલું બતાવાય તેટલું બતાવાતુ નથી, સમજાવાય તેટલુ સમજાવાતું નથી અને કહેવાય તેટલુ કહેવાતુ નથી કેમકે

*　　*　　*

જોબન દરીયા ઘુઘવે મન દરીયાવર દૂર,
અજાણ્યા બિન અનુભવી જાણે ન નીરનુ નુર

કુંદન હૃદયની ભાવના દુનિયા શું જાણે ? વસ્તુની ખૂબીને વ્યાકરણી શી રીતે પીછાને ? કેમકે,

*　　*　　*

શુ જાણે વ્યાકરણી વસ્તુને શુ જાણે વ્યાકરણી '
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપી સ્વાદ ન જાણે બરણી-૧
સુંદર રીતે શાક વઘાર્યું ભોગ ન પામે ભરણી
અંતરમાંહે અગ્નિ વસે પણ આનંદ પામે ન અરણી-૨
નીજ નાભીમા કસ્તુરી પણ હર્ષ ન પામે હરણી,
દયો કહે ધન દાટયુ ઘણુ પણ ધનવંત કહાવે ન ધરણી-૩ '

' સૌભાગ્યમંજુરી ખરી વાત છે કે,

*　　　*　　　*

' જે કોઇ પ્રેમી અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમા ઠરે
સિંહણ કેરૂં દૂધ હોય તે સિંહણ સુતને ઝરે;
કનકપાત્ર પાખ સહુ ધાતુ કોડીને નીસરે—૦
સાકરખારનું સાકર જીવન ખરના પ્રાણુજ હરે
ખારા સિંધુનું માછલડું જ્યમ મીઠા જળમા મરે—૦
સોમવલ્લી રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે,
વગળવંશીને વમન કરાવે વેદવાણી ઉચરે—૦
ઉત્તમ વસ્તુ અધિકાર વીના મળે તદપી અર્થ નવ સરે
મત્સ્ય ભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુ ના ભરે—૦
એમ કોટી સાધને પ્રેમ વીણ પુરૂષોતમ પુંઠ ન ફરે
દયા પ્રિતમ શ્રી ગોવરધનધર પ્રેમ ભક્તિએ વરે—૦

કુંદન પ્રેમનો માર બને પક્ષને બરાબર પડે છે કેમકે,

*　　　*　　　*

ભિતરમા ભડકા બળે જગ દેખે નહી ઝાળ,
વલખા મારે પ્રેમીઓ ભરી કારમી ફાળ

જીવનહાર,

*　　　*　　　*

' રવશન હો તુમપે સુરતે દરદો બલાએ દીલ,
અલ્લાહ કરે કીસીપે તુમારાભી આયે દીલ
આખોકા થા કસુર નથી કુછ ખતાએ દીલ,
ખુદ ગેસુએ સનમ હુએ જઝીરે પાયે દીલ '

મ્હેરુન્નિશા

કુંદન પ્રેમની ખૂબી ખલકમાં જુદા સ્વરૂપથીજ દેખાય છે અને ભિતરમાં પણ ભિન્ન રૂપથીજ દૃષ્ટિગોચર થાય છે

નાથ, પ્રીતિ અજબ ચીજ છે. તેનો નભાવ કરવામાજ પ્રેમીની ચતુરાઇ અને જીગરની સફાઇ રહેલી છે કેમકે,

* * * *

વિરહી વિરહે બળી મરે, દુનિયા કરે ન પ્રમાણ,
ખવાય પ્રેમી ખોળીઆં પરવશ પડીને પ્રાણ '

કુદન પ્રીતિની પીડા એકલુ હૃદય જાણે છે કેમકે

* * *

' મુગાને સ્વપ્નુ થયુ મનમા રહી મુઝાય,
પ્રીતિનુ તો પારખુ જીભે કહ્યુ ન જાય '

સત્ય છે કેમકે,

* * *

ઝેર સરખુ સ્નેહ પામે સ્નેહ તે અમૃત ખરૂ,
જેવુ જેશુ મન લાગ્યુ પ્રાણ ગયે ન કરે પરૂ.
પ્રીત કેરી રીત જગમા શીખવી નવ આવડે,
સદા તો સાચી નભે સમે જૂઠી તે દીઠી પડે '

દયારામ કાવ્ય

કુદન પ્રીતિનો પથજ અજબ છે કેમકે,

* * *

પ્રથમ કરીને પ્રીત જળ પાખી દાદુર જીવે,
મચ્છની એહ ન રીત પ્રાણ તજે પાણી વિના

મહાસુખરામ -વિ

હૃદયમણી ત્યારે પ્રીતિ તે શાની બનેલી હશે ?

પ્રીતિ નિશ્વાસ અને અશ્રુધારાની બનેલી છે

ના ના પ્રીતિ તો વિશ્વાસ અને સેવાની બનેલી છે

હું ધારૂ છુ કે કલ્પના અને મનોવૃત્તિની બનેલી છે

મારા સમજવામા તો એમ આવે છે કે પ્રીતિ ઇચ્છાઓ અને પૂજાની બનેલી છે.

કદાચ કર્ત્તવ્ય અને અનુસરણની બનેલી હશે.

મારા અનુભવ પ્રમાણે નમ્રતા અને ધીરજની બનેલી છે

મારી કલ્પનામા તો એમ આવે છે કે પ્રીતિ અધીરાઇ અને વિશુદ્ધિની બનેલી છે

ના ના પ્રીતિ તો કસોટી અને ઉમળકાની બનેલી છે કેમકે

* * *

અવનીમા છે અળગીરે વાત એક પ્રેમતણી,
કોઇ અનુભવી જાણેરે કહેતા તો ન આવે બની.
પ્રસુતાની પીડારે વંઝા તે શુ જાણે,
જાણ્યુ કેમ આવેરે માણ્યાને પરમાણે,
મુંગે સાકર ખાધીરે મુંગાને સ્વપ્નુ થયુ,
સર્વ મન જાણેરે બીજાને ન જાય કહ્યુ
ઘાયલના દુખનેરે કાયર તે શુ પ્રીછે,
અજ્ઞાની લહે નહીરે રતિની ગતિ શી છે
તેમ સર્વે નાસેરે જ્યારે પ્રેમ તે વ્યાપે,
નીદ્રા જેને આવેરે તે ઉત્તર ક્યમ આપે,
જેનુ ચિત્ત જ્યા ચોટયુરે તેને તેથી સુખ થાયે,
શો છે સ્વાદ અગ્નિમારે ચકોર ભાવે ખાયે,

રીત પ્રીતની એવીરે તેનુ સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યુરે એના અવગુણ આણે
નેહ સુખથી ન વાધેરે દેખી દુખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગીરે વેલી તો ફરી ના લટે
પ્રીત બાઝે તો સ્હેજેરે છુટે ન પછી છોડી
મચ્છને દુખ દેછેર ગળ્યા પછી અકોડી,
સાચી પ્રીત તે પ્રાણ લેરે સાધારણ થાય પરી
દાદુર જળ વણ જીવેરે માછલડા તો જાય મરી,
મોટી મનની મોહનીરે બીજી પ્રીતથી ન મળે,
જુઓ જડ પણ લોહુરે ચમકને દેખી ચળે
છીપ રહે સાગરમારે ઇચ્છા સ્વાતિ બિન્દુતણી
જુઓ દૃષ્ટિ ચકોરનીરે અચળ રહેછે ઇન્દુ ભણી,
સજ્જન શુદ્ધ બુદ્ધ સામ્રથરે પ્રેમીજનમા ન ટકે
મધુકર વાસ કોરેરે કમળ ભેદી નવ શકે
મૃગ સ્હેજે મરેછેરે પલાયણ અભ્યાસી
રાગ અનુરાગ પાસેરે બાંધ્યુ ન શકે નાસી
દૃષ્ટિ પ્રીતિની મોટેરે પતગ દિપકમા બળે
જાય પ્રાણ પોતાનોરે તોયે સ્નેહીને મળે,
રહે ચાત્રક તરસ્યુરે સદા બાર માસ લગી
પીએ સ્વાતિનુ વારીરે અવર પરસે ન ડગી
વિષના વ્યસનીનેરે સાકર પણ સુખ ના કરે,
પય પાણીથી ઉત્તમરે મીન તેમા નાખ મરે
જેનુ મન જે શુ માન્યુરે તેને સુખ તેથી મળે
તે વિના તેથી સારૂરે નાવે તેની આખ તળે
એ વૈરાટના લોચનરે ઇદુ તરણી ભેદ કશો,

કુંજ કરમાય ચંદ્રેરે કૂલે રવિ મેહ વરસ્યો,
કંઠે વળગી ના છુટેરે એ પ્રેમ તણી ફાંસી,
કાચી હોય તે તૂટેરે, સુણી જગની હાસી
દયારામ કાવ્ય.

કુંદન તમે જે ઉદ્ગાર કહ્યા તે તમામ વાસ્તવિક છે, પણ પ્રેમની વાડીમાં પ્રવેશ કરતા મનને વધારે વિમળ અને સહનશીલ કરવું જોઇએ, નહીંતો વાટીકામાં મનડું ભૂલું પડી ભ્રમણામાં ભટક્યાં કરે છે, તેનો કેમે કરીને છુટકો થતો નથી. પ્રેમ સાહીત્યમા પ્રેમની વાડીનુ ઘણુ સારૂં વર્ણન કરેલું છે, જુઓ,

* * *

'વિકાસી પ્રેમની વાડી સુભાસિત ભાવથી ઘાડી,
મીઠા મોહ મત્રની ઝાડી ઝુકી છે ત્યાં જરી જોજો
ગુલાબો મનની લાલી લચકતી દિલની ડાળી
બોલે બુલબુલ લલકારી ચતુરાઇ શી ચણી જોજો
વિલાસી વાટીકા પાસે બને બહુ મસ્ત સુવાસે
તમા નહી તૃપ્ત તે આશે થશે મન પાવકુ જોજો
નયનથી ન્યાળતા અદર બગીચો એમ એકદર
સુખોના શેરડા શંકર પડે છે પ્રેમથી જોજો

જીવનમણી પ્રીતિ જગતમાં ઘણીજ મોઘી અને દુર્લભ્ય છે

કુંદન મનુષ્યો પ્રેમનો મેવો ખાવા લલચાય છે પણ પ્રેમનો મેવો ઘણોજ મોઘો છે કેમકે,

* * *

'મહા મોઘો મળે છે પ્રેમનો મેવો કહુ સાચુ,
ક્ષુધા ટાળે હમેશાની ઉત્તમ એવો કહુ સાચુ—૦

નથીએ પ્રેમની વ્હાલી દુકાનો ક્યાંઇ દેખાતી,
નિહાળો દીવ્ય દૃષ્ટિથી ઘણા દેવા કહુ સાચુ—૦
હરાવે છે ઘણાની હામ છે ના દામનુ ત્યા કામ,
સમજશો મા સુખેથી એ લઇ લેવા કહુ સાચુ—૦
વગર વીત્ત ચલાવે છે વડા વ્યાપાર વ્યાપારી,
અધિકારી ગણી આપે ગમે તેવા કહુ સાચુ—૦
દુકાન એક પાસે છે અખીલ બ્રહ્માંડમા એનો,
સદા **નથુરામ** એ ઘનશામને સેવા કહુ સાચુ—૦

**પ્રભુની કૃપા વગર પ્રેમ ફળતોજ નથી એ તમારૂ કહેવું નીતિશાસ્ત્રને અનુસરતુ છે.**

**કુદન જો તેમ ન હોત તો પૃથ્વીમા પ્રેમના પોમલાઓનો પારજ ન રહેત. હમેશા સ્પૃહા અને સ્વાર્થ વગરની પવિત્ર પ્રીતિજ પરમાત્માનો કૃપાને પ્રાપ્ત કરી શકે છે, બાકી ખલકમા પ્રેમ પથના ઘણા પાન્થો ભટકતા ફરે છે,**

*　　　*　　　*

ઘવા પ્રેમી વિવિધ ગ્રન્થો વિનોદ કેક વાચે છે,
થવા પ્રેમી પ્રભુ પાસે ઉમગે કેક યાચે છે,
લઇ પાના પુરાણાના વિલોકે પ્રેમની વાતો,
થવા પ્રેમી વડા હેમી નિરતર કેક નાચે છે,
રહે છે પ્રેમ રામામા કહે છે એમ કોઇ તો,
સુણી એ વાત શોખીલા રામામા કેક રાચે છે,
રહે રમણિયતામા પ્રેમ મર્મજન એમ માને છે,
મનોહર મર્તી જોઇને મનોમા કેક જાચે છે,
નથી પથે પડ્યો પ્રેમ સુલભ પાષાણની પેઠે,
નકી જાણ્યુ **નથુરામે** અનળની કેક આચે છે.

હું તો મૂર્ખ છુ. આપનો અનુભવ એજ સત્ય છે.

જ્યાસુધી સ્ત્રીઓ મૂર્ખ રહે છે, ત્યાંસુધી પુરૂષો કોઇ કાળે પણ વિબુધ થશે નહી.

આર્યસસારમા અબળાનો અવતારજ અલેખે ગણવામા આવે છે જુવતીનુ જીવનજ મિથ્યા છે હા જ્યાસુધી આર્યસસારમા સ્ત્રીના અવતારને મિથ્યા ગણવામા આવે છે ત્યાસુધી આર્યસસારજ મિથ્યા રહેવાનો છે અને આર્યોનુ સુખ પણ મિથ્યાજ નજીવુ રહેવાનુ છે.

સસાર વ્યવહારમા સ્ત્રી એક નજીવી ચીજ છે અને તેની દરકાર પણ નજીવી છે

કુદન Until he finds a wife a man is only half of a whole. A wife is the half of a man, a wife is his most excellent friend, a wife is the foundation of the three objects of life i,e, virtue pleasure and wealth, a wife is the foundation for him who seeks to be redeemed from this world જ્યાસુધી સ્ત્રીને નજીવી માનવામા આવે છે અને તેમની દરકાર પણ નજીવી રાખવામા આવે છે ત્યાસુધી પુરૂષો પણ નજીવા છે. કેમકે Where women are honoured, there the Gods are pleased, but where they are not honoured, no sacred rite yields rewards

બ્હાલા નરકનુ દ્વારજ નારી છે.

કુદન, It is not the house itself which is

called a house, the house wife is declared to be the house નારીને નરકનું દ્વારજ કહેનારા નરકના અધિકારી છે

પ્રેમદાની બુદ્ધિ પાનીએ !

જો એમ હોત તો પ્રેમદાની કુખે રામચંદ્ર જેવા અવતાર થાત નહીં. પ્રહલ્લાદ, ધ્રુવ, અંબરીષ, પ્રતાપ, શીવાજી, લક્ષ્મણ, કૃષ્ણ, ભિષ્મ, અર્જુન, વેદવ્યાસ નારાયણ. પ્રેમાનંદ, દયારામ, કાળિદાસ, ન્યુટન, નેપોલીયન, લ્યુથર, સ્પેન્સર, બેકન અને એડીસન જેવા રત્ન પુત્રોને જન્મ આપનારી જગતમા જુવતીઓજ છે.

તમે એકલા સ્ત્રી જાતની કીમત સમજો છો પણ જગત જાણતુ નથી.

જ્યાસુધી જગત જાણતુ નથી ત્યાસુધી જગતમા કલેશ ને કંકાસ છે.

જગત તો કલેશ ને કંકાસનુ મૂળજ કામનીને કહે છે.

કુંદન, A wife is said to be her husband's greatest riches, the partner of his journey through the world when he has no comrade; and wherever he is overcome by sickness or fallen into trouble, there is no remeady equal to a wife There is no relative like a wife, no refuge like a wife There is no helper like a wife in accumulating righteousness

કામની એટલે કંકાસનું મૂળ.

Wife is real life.

હારા એ દુ:ખનું મૂળ.

ના ના કામની એ કલ્યાણનુ મૂળ.

અરે પુરૂષોને તો સ્ત્રીઓ એ દુ:ખનાં ઝાડ છે.

ના ના સ્ત્રીઓ એ પરમાત્માની કુદરતના સુગંધીદાર પુષ્પો છે.

અબળા એ સંસારમા અંગારના ઉનાળા છે

અરે ઉનાળાના શીતળ વિસામાજ શ્યામા છે, કેમકે

*          *          *

સંસાર ઉનાળે શિતળ વિસામા શામા,
સૌ તાપ પ્રજાળે શાન્તી ફવામા વામા—સં
જોડ વિના જન ખોડજ ભાખે,
પુષ્પ સુગંધી પ્રભુ પામેજ રાખે
કાણ સરોવરમા જળ નાખે,
સ્વાદ મુકે કોણ આંબાની શાખે
ભણકારા ભુલી ભવ ઉધામા ધામા,
લાવી મુકયો છે સાર ધગમાડી રામા રામા—સં

ગમાર્દી

પુરૂષોને ઝેર સમાનજ સ્ત્રી છે.

પુરૂષોની જીંદગીની મીઠાશ સ્ત્રીઓ છે. જગતમા જે કાંઈ મધુર મધુર લાગે છે તે મધુરતાની માધુરીની મૂર્તિજ મધુરી માનનીઓ છે કેમકે,

*          *          *

વિશ્વધામ મધુર મધુર, વ્હાલાનો વિગમ મધુર
જીવનનો આરામ મધુર—નારી છે

ધર્મ અર્થ કામ મધુર
પામવાનુ ઠામ મધુર—નારી છે
સુખ વિલાસ આનન્દવાસ,
રસવિકાસ મધુર મધુર—નારી છે નવલ કુસુમ

જો તમારા કહ્યા પ્રમાણે જગતમા સ્ત્રીઓનો સત્કાર થતો હોત તો આર્યસસાર આટલો નિર્બળ પ્રીતિ વિહિન હોત નહી.

કુદરત આ દેશમા સ્ત્રીની સાચી કીંમત સમજવા વાસ્તે થોડાક જમાનાની જરૂર છે. જ્યાસુધી આર્યો એમ નથી ધારતા કે સ્ત્રીઓ એ પુરૂષોનુ પુરૂષાર્થ વધારવા સારૂ પ્રત્યક્ષ જાદુ છે, સ્ત્રીઓ એ જગતના પ્રવાહને આગળ વધારનારી દિવ્ય શક્તિ છે, અને પરાક્રમી સતાનોને ઉત્પન્ન કરનારી એક રત્નની ખાણ છે, ત્યાસુધી આર્યપ્રજા કદી પણ દેશાભિમાની, પરમાર્થી, સત્યવાદી, પ્રેમી અને ભક્તિવાન નીવડી શકશે નહીં. ભવિષ્યની પ્રજાના સુખનો દોરી સ્ત્રીઓનાજ હાથમા રહેલી છે. સુદરતા સુદરીના વદન કમળમા છે, દયા દારાના કર કમળમા છે, આમન્યા અબળાની આખમા છે, કોકીલનુ મધુરૂ ગાન અને બુલબુલનુ તાન બાળાના કઠમા છે, સ્વર્ગનુ સુધા સ્ત્રીઓની જીભમા છે, સ્વર્ગ સ્ત્રીઓના પ્રેમમા છે અને મોક્ષ માનનીના હૃદયમા છે

અહા તમારા કહેવા પ્રમાણે જો સ્ત્રીજાતને આ દેશમા સમજવામાં આવતી હોત તો આર્યપ્રજાની દશા અત્યારે કાક જુદીજ હોત આર્યપ્રજા કાક નવાજ રગમા મોજો મારની હોત અને આર્યાવર્તની કિર્તી દીગદીગાન્તરે દિપાવતી હોત.

**કુંદન જ્યાંસુધી જે દેશમાં** Where the husband is pleased with his wife and the wife with her husband, happiness will assuredly be lasting. If a wife is radiant with beauty, the whole house is bright: but if she is destitute of beauty, all will appear dismal. **દયાની દેવી, જગતની મિઠાશ, આનંદનો અવતાર, ખૂબીનો ભંડાર, સુંદરતાનો નમુનો, સ્નેહનો સાગર, પુરૂષાર્થની કુંચી, ઈશ્વરની ખૂબી અને મોક્ષની મહાશક્તિ મહાલક્ષ્મી, સ્ત્રીઓને હલકી ગણવામા આવે છે ત્યાંસુધી દેશની પ્રજા અને દેશનું દૈવત સર્વદા હલકુ રહેવાનુ છે, કેમકે,**

**'कान्ता रेण्यपि विश्रामो जनस्य गृहिणी मता ।**
**यः सदारः स विश्वास्यस्तस्माद्दाराः परागतिः ॥'**

વગડામા પણ મનુષ્યને પત્ની વિશ્રામસ્થાન થાય છે, જેની ભાર્યા છે તેનો સર્વ વિશ્વાસ કરે છે એ વાસ્તે મનુષ્યની ભાર્યા પરમ ગતિ છે.

જીવનહાર જ્યારે તમારા કહેવા પ્રમાણે પુરૂષો સ્ત્રીઓની કીમત જાણે ત્યારે સ્ત્રીઓ પણ પોતાનુ કામ પોતે જાણી શકે. જે દેશમા સ્ત્રીઓને તમારા કહેવા પ્રમાણે સુખી રાખવામાં આવે ત્યારે સ્ત્રીઓ પણ જગતમા સૌન્દર્ય ફેલાવવું, પુરૂષોમાં અમૃત રેડવું, બાળકોને નવુ જીવન આપવુ, અને પરમાર્થ તથા દેશભક્તિ શીખવવી એ સ્ત્રીઓની ઉત્તમ ફરજ છે; એમ સમજી ભવિષ્યની પ્રજાને ઉન્નતિના શિખર ઉપર મૂકી એવી ઉન્નત પરાક્રમી ઉત્તમ બનાવે કે દુનિયા હેરત પામી જાય.

સ્ત્રીઓને અતિથિ સમજવી, મિત્ર સમજવી, શરણુંઆત સમજવી અને નિરંતર તેમને પ્રસન્ન રાખી સુખી કરવી એ અમારા પુરૂષોનુ કામ છે.

ત્યારે પુરૂષોને રસ ભરેલા રાખવા, પુરૂષાર્થમાં રાખવા, આનંદમાં રાખવા અને સર્વદા દેશભક્તિમા તલ્લીન રાખવા એ અમારૂં સ્ત્રીઓનુ કામ છે.

જગતના તમામ વૈભવ સુખ આનદ અને શાન્તી આપી સર્વદા તમને સુખી રાખવામાજ અમે અમારૂ પુરૂષાર્થ સમજીએ છીએ.

ત્યારે અમારા હૃદયની પવિત્ર ભાવનાઓના સસ્કાર બળે કરી અને અમારા અડગ ઉત્તમ પ્રેમના આચારે કરી સ્વર્ગને આ સસારમા ખેચી લાવી, તમને ધર્મ અર્થ મોક્ષ અને કામ એ ચારે પદાર્થોની પ્રાપ્તી ગૃહસ્થાશ્રમમા કરાવવામા અમે અમારૂ આપણુ સમજીએ છીએ

ત્યારે તેટલા વાસ્તે સ્ત્રીને શાન્તીસુધાની સરિતા કહેવામા આવે છે જુઓ,

* * *

રદગુણી સુદરી શાન્તી સુધાની સરિતા
સતાપ શરીરના સમાવે શાણી લલિતા,
સસાર તિમીરમા સુખકર સુદર સવિતા,
વ્યાધી રજનીમા દુખહર શશિ સુખદાતા—૦
જગલમા મગલ કરતી, સકટમા શાન્તી ધરતી,
મધુર વચનની વીણા વગાડી વાલમ વ્યાધી હરિતા—૦

શામ સદનમાં સ્વર્ગ બનાવે,
ધર્મ ને મોક્ષનો પંથ પળાવે,
ગૃહસ્થાશ્રમના સુખ રેલાવે,
સ્વામી સાથે વસી વેઠતી સુખ દુ:ખ ધરીને સમતા
સારસ દંપત્તિ સમ સંસારે ધરે પતિ પર મમતા—૧

પ્રિયતમ આપણા પવિત્ર પ્રેમતરંગને દોરંગી દુનિયા કેવો ગણશે ?

તેની દરકાર આપણે શું કામ રાખવી જોઇએ ?

જગતને જીતાશે ?

જગત કોઇથી જીતાયું છે ?

ના.

ત્યારે આપણે શું કરવું ?

આપણા પવિત્ર પ્રેમમાં મસ્ત રહેવું. ટેકનું પાલન કરવું અને પ્રભુનું ધ્યાન ધરવું.

નાથ હવે મારી શી વલે ?

ઇશ્વરનું ધ્યાન ધરો. પ્રભુને દાદ કરો.

આપ તો હવે મને રઝળતી મૂકી ચાલતા થાઓ છો.

તમે સર્વ વાતે સુખી છો. રઝળતો હું છું.

મનના મણી મારા અપરાધની ક્ષમા કરો તમારા પ્રેમની મે કાંઇપણ કીંમત કરી નહીં.

જીવનપ્રભા, તારો અપરાધ છેજ નહીં. અપરાધ ભાવીનો છે. દોષ વિધીનો છે.

હૃદયમણી મારા જેવી અભાગણીના સમાસને વાસ્તે આપનું હૃદય આટલુ બધું વિશાળ છે તેની મને ખબરજ નહોતી.

જીવનલતા, તારા જેવી પૈસાદારની તૃષ્ણા શી રીતે પુરી પડશે ?

મારી તૃષ્ણાને તૃપ્ત કરનાર કૃષ્ણપ્રભુ હું ફક્ત આપના પ્રેમનીજ પ્યાસી છુ મને દુનિયાનો વૈભવ અપ્રિય થઈ પડયો છે. આ વિશ્વમા મારે ઠરવાનુ ઠામ આ હૃદય સિવાય રહ્યું નથી.

કુદન તારા પિતાજીની સાહ્યબી આગળ મારી આ ઝુંપડી નકામી છે મારો મોહ મિથ્યા છે.

જીવનહાર સીતાને વનમાં વિચરતા જનકરાજાનો વૈભવ શા કામમા આવ્યો હતો ? દમયતીને વનમા અધુ વસ્ત્ર પહેરીને રખડતા ભિમકરાજાની સાહ્યબી શા ઉપયોગમા આવી હતી ? સત્યવાનની સાથે વનમા રહેતા સાવિત્રીને અશ્વપતિની પહેરામણી શા ઉપયોગમા આવી હતી ? વિરાટરાજાને ત્યા બરદાસ ઉઠાવતા દ્રૌપદીને દ્રુપદરાજાની મિલ્કત શા કામમા આવી હતી ? પિયરની કરોડો રૂપીઆની સાહ્યબીથી સ્ત્રીનુ તલમાત્ર પણ દુ:ખ કમી થતુ નથી, પણ સાસરાની ઝુપડીની ભલી ભીખથી તેનુ જીવન સુખમય થાય છે

મારા જવા પામરના પાને પડી તુ શુ સુખ પામીશ ?

હૃદયમણી બાહુક બનીને ઘર ઘર ભટકતા નળરાજામા દમયતીએ જે સુખ માણ્યું હતુ તે હુ પામીશ. મસાણીઆ બનીને શબ સસ્કારથી જીવન ચલાવતા હરિશ્ચદ્રમા તારાએ જે સુખ દીઠુ હતુ તે હુ ભોગવીશ. વગડામા અત્રીઋષીની

સેવા કરતા અનુસુયાએ જે સુખ જોયું હતું તે હુ માણીશ. મારા પ્રભુ હવે હુ અષ્ટાંગે તમારી છું. આ ભવમાં હવે બીજા કોઇની થવાની નથી.

કુદન બોલતા બોલતાં વિચાર કરો. સાપ્રત સમયના આર્ય ઘરસસારનો પ્રકાર હમણા જુદો છે. એક ભવમા બે ભવ થવાનો વખત તમારે ન આવે તેની ખાસ સભાળ રાખો.

હુ તમારી તેમા તલમાત્ર પણ સદેહ નહીંજ.

તમે તમારા છો ?

હા.

ના નથીજ

ત્યારે કોની ?

તમારા પિતાના ?

જગતમા મનનુ ધણી કોઇ છેજ નહીં. મનકુ મનથીજ તાબે કરાય છે. તેને તાબે કરવાના વાસ્તે બદુક તોપ કટારી અને તલવાર નકામાજ થઇ પડે છે, કેમકે

* * *

બેડી બધન પતિ સ્હેને ગણી તનકુ તાબે કરાતુ
મનનુ ધણી નથી માનવી જગમા મનકુ મનથી મરાતુ
વાયુથી છે વેગ વિશેષ ચચળ ચપળાથી છે એહ,
દેહ રૂપી રમ્ય રથ આ જમેરા અશ્વ ઇંદ્રીઓ જાણો
સારથી મનને આધિન છન છે પળે દોરાય પ્રમાણો.
નથી અન્યથી રોકાતુ મિથ્યા માનવી મલકાતુ

કુંદન એ બધું ખરૂ પણ રૂઢીના અને રસમના બંધનથી મૂક્ત થવું એ ઘણુંજ દુર્લભ છે.

એ બધુ ખરૂં પણ હું તો તમારીજ '

આ માનવામાં તમારૂ મન ઘણું સાહસ કરે છે

કારણ ?

કારણમાં કુમુદસુદરીનુ જીવન તમે વાંચ્યુ છે ? સરસ્વતીચદ્રની નવલ કથા તમારી ધ્યાન બહાર નહીંજ હોય ?

કુમુદ એટલી ઘેલી કે તેનો બેભવ થવાનો વખત આવ્યો ? હા ...પણ તેમા તો બધો વાંક સરસ્વતીચદ્રનોજ છે

વાક કુમુદનો નથી ને ચદ્રનોએ નથી પણ વાંક આપણા આર્ય ઘરસસારનો છે.

ગમે તેમ થાય અને ગમે તેમ હો પણ હુ તો તમારીજ '

'તમારીજ' કહેવામા કુમુદના જેવુ અધેદગ્ધ જીવન ન થાય તેની સભાળ રાખજો

હુ કુમુદ જેવી કાંઇ ગાડી નથી.

તમે ઉછરતાં છો.

એટલે ?

તમને અવસ્થા અનુભવ અને રૂઢી રસમનુ જેવું જોઇએ તેવુ પિછાન નથી.

મારે પિછાનનું કાઇ કામ નથી મારેતો હુ જે કાંઇ કહુ તેમા તમે !

'તમે તમે' કહેનાર ઘણી બાળાના આપણા આર્યસસાર વ્યવહારમાં બબે ભવ થયાના દાખલા બન્યા છે અને બને જાયછે !'

પણ મારા વાસ્તે એમ નહીંજ થાય !

ઇશ્વર ના કરે પણ હાલનો જમાનો અજબ છે.

બે ભવનો ગજબ કદી પણ મારા વાસ્તે નહીં થાય એવુ મારૂ મન સાક્ષી પુરે છે.

'નહીં થાય નહીં થાય' એવું માનનારી નિર્દોષ બાળાઓને જીવન ત્યાગ કરવાનો વખત આવી પહોચ્યો છે; માટે સહનશીલ અને ધીરા થાઓ. કોઇપણ કાર્ય કરતાં સાહસ ન કરો

ત્યારે તમે મને કુમુદનો માફક અધવચ રઝળાવી કઠોર ચંદ્રની પેઠે ચાલતા થશો ? તમે મારા નહીં થાઓ ?

એ વાત તમારા વડીલના હાથમા છે.

ત્યારે તમે છુટી પડો છો ?

મારા મનની ભાવના તમારા વાસ્તે તમારા વડીલની સંમતિ વગર શા કામમાં આવશે ?

મારી માતાએ તમને મારા ગણ્યા, મારા મામાએ તમને મારા ગણ્યા છે અને મારા શુભેચ્છકોએ તમને મારા ગણ્યા છે તો હુ શા માટે ન ગણુ ?

ગણવાનો પાઠ તમારા પિતા પાસેથી ભણો !

કુંદનની લાલચમાં તે પાઠ મને ભણાવતાં નથી.

તો તે કુંદન મને ક્યાંથી મળશે ?

હીરો કુંદનમાંજ જડાશે, વિજળી વાદળમાંજ સમાશે અને નાગરવેલ ચંપેજ વીંટાશે.

એ બધું મનને માનવાનું છે.

હું તો મારૂં બધું તમને અર્પણ કરી ચૂકી છુ. હું તમારા હ્રુદયમંદીરમાં પ્રીતિ દેવીનાં દર્શન કરવા સારૂ ક્યારનીએ દાખલ થઇ ચૂકી છું.

કુંદન ખલકનો ખેલ જુદો છે.

*　　　*　　　*

ગઝલ.

મધુરી પ્રીતિની દેવી, મધુરા ભાવથી જોજો,
હ્રુદય મંદીરમા જઇને ઝીણી આંખે જઇ જોજો
ઝળકતી તેજની જ્યોતિ, પ્રીતિથી પારખી જોજો,
માનો કે ન માનો તો અનુભવ એ લઇ જોજો.
ઉપાસક આશ ધારીને પુજે છે પ્રીતથી જોજો,
મેળવવા મોક્ષ તેનો ત્યા જપે છે જાપ જઇ જોજો.
કૃપા એ કારમી કાજે ખુખા દુખો સહી જોજો,
સમાધીમા સદા શંકર ગુણો તેના ગાઇ જોજો

જીવનહાર હવે તો મારૂં હ્રુદય કાનૈ નવાજ રંગે રંગાયુ છે. મારૂ ચિત્ત સુરતાના અજબ તારેજ પ્રોવાયુ છે જ્યારે પ્રેમની વીણા હ્રુદયમા વાગે છે ત્યારે જગતની જંજાળ તમામ ભૂલી જવાય છે કેમકે,

*　　　*　　　*

ગઝલ.

વીણાએ પ્રેમની વાગી, મધુરી મોહની જાગી,
ભીતર ભ્રમણા ગઇ ભાગી હ્રુદય રંગ્યુ નવીન રંગે,
ચડયુ મન આજ ઉમંગે અજબ આશા ધરી અંગે,
જુએ જગ ઝુલતુ જંગે હ્રુદય રંગ્યુ નવીન રંગે,

વૃથા સૌ સાહ્યબી જગની લલિત લાગી મીઠી લગની,
થઇ શાન્તી હવે દ્રગની હૃદય રગ્યુ નવીન રગે,
વીણાએ સુરતા સાધી, જીવન દોરી લીધી આધી,
કથે શંકર શી ઉપાધી હૃદય રગ્યુ નવીન રગે

કુદન તમે તો નહીંજ માનો ?

માની ચુકી ! મારા નાથ આ ભવમાં હુ બીજા કોઇની થવાની નથી. મારો પ્રાણુ જાય તો ભલે જાય પણુ આ હાથ અવરના હાથમા નહીંજ જાય ! જ્યારે જશે ત્યારે જીવ દેહથી મુક્ત થશે !

કુદન તમને આવે ઘણીવાર થઇ હવે તમે જમવા પધારો !

હવે પગત જમી ઉઠી હશે હુ જમી ચૂકી.

ના તમે જમવા જાઓ! હજુ પગતમા પીરસાતુ હશે. આવુ સાહસ ના કરો આ વખતે આ વેષે આ અવસ્થાએ અહીં અવાય ?

ત્યારે તમારાથી મને મૂકીને પરદેશમા જવાય ?

ત્યારે હુ શુ કરૂ ? લાચાર છુ. મારે ગયા વિના છુટકો નથી. મારૂ નસીબ મને પરદેશ મોકલે છે.

તો હુ મારૂ તમામ તમને અર્પણુ કરૂ છુ. તમે અહીંઆ રહી મારા આત્માને શાન્તી આપો " કહીને કુદને કોટમાથી મોહનમાળા કાઢી હીરાલાલના ચરણુમા ધરી.

"હા હા કુદન આ શુ કરો છો ? "

મારા હ્રદયમણી મારે આ દુનિયામા તમારાથી કાંઇ વધારે નથી.

એટલે ?

" હુ તમારૂં મન શાન્ત કરૂંછુ." કહીને તમામ દાગીના હાથના કંકણુ સિવાય કાઢી કાઢી હીરાલાલના ચરણુમાં ધર્યા,

" અરે તમે આ ગાડાઇ શું કરો છો ? કોઇ આવી ચડશે તો મારી ફજેતી થશે ? શુ કુદનના ઘરાણુાથી મારા મનની શાન્તી થશે. ? સોનુ રૂપુ હીરા અને મોતીના દાગીના મનની ભાવટ મટાડશે ? લ્યો લ્યો તમે તે તમામ પહેરી લ્યો

મારે દાગીનાની કાંઇ પરવા નથી

મને જગતમા ઠગારો ચોર ધુતારો બનાવવો છે ?

ના.

ત્યારે ઝટ દાગીના પહેરી લ્યો

આ દાગીના મારા પોતાના છે મારા મામા તરફથી મેટ્રીકમા પાસ થઇ તેના પારિતોષીક તરીકે મળેલા છે

એટલે તે કોઇને આપી દેવાને સારૂ તમને આપ્યા છે ?

હા.

અરે તમે હવે છોકરવાદી જવા દઇ ઘરાણાં ઝટ પહેરી લ્યો

મારે ઘરાણુા ગાઠાનુ કાઇ કામ નથી !

તમે કૃપા કરી તે પહેરી લ્યો.

મારે પહેરવાની કાંઈ જરૂર નથી

મહેરબાની કરી તમે પહેરી લ્યો વખત ઘણો ગયો છે તમે જમવા પધારો

હુ તો હવે જમી ચૂકી જ્યારે નસીબ જમાડશે ત્યારેજ જમીશ.

ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. તમે અલંકારો ધારણ કરો.
હું નહીંજ પહેરૂં ?
શું તમે મને આમ ફજેત કરશો ?
ત્યારે શુ તમે મને મૂકીને ચાલતા થશો ?
હુ શુ કરૂં ? મારૂં ભાવી મને લઈ જાય છે.
મારી અહીં શી વલે ?
ત્યારે હુ શુ કરૂં ?
તમે કાઠીઆવાડ ન જશો.

મારો મિત્ર મને તાર કરી બોલાવે છે અમરગઢમાં મારા વાસ્તે નોકરીની ગોઠવણ થાય તેમ છે.

બધુ અહીં થઇ રહેશે. તમે ન જાઓ
કુદન આવા હઠીલા ન થાઓ.
ક્રૂરતા શીદને કરોછો ? મને શું કામ જીવતી પ્રજાળો છો ?
તમે હવે અલંકાર ધારણ કરો
હવે હુ પહેરી ચૂકી !
અરે તમે ગજબ ન કરો.
થઇ ચૂકયુ. મારા સુખનો છેડો આવી ચૂકયો !
આમ નિરાશ શુ કરવા થાઓ છો ?
ત્યારે મને શું કામ તરછોડો છો ?
હુ શું તરછોડુ છુ ?
ત્યારે તમે મારા થાઓ.
મેંતો તમને મારાં કહેલાંજ છે
તમે મારાં છો, પણ મારૂં નસીબ નથી.

નસીબ નથી, તમા નસીબરૂછે. મારા ભાગ્યમાંજ ન્યુનતા છે.

કુંદન તમે હવે અલંકાર ધારણ કરો. જમવા પધારો. હું દુનિયાને ગમે તે છેડે જઈશ પણ તમને ભૂલીશ નહીં. કુમુદ છેવટે પરવશ થઈ પણ ચંદ્ર તો કુમુદ પાછળ ઘેલો થયો ગાડો થયો અને છેવટે દિવાનો થયો.

હું આ ભવમાં અને ભવિષ્યમાં થનારા અપાર ભવમા કદી પણ તમને વિસારીશ નહીં. ઇશ્વર પાસે હું તો તમારી જન્મોજન્મની દાસી થવા સારૂ પ્રાર્થના રાત દિવસ કર્યાજ કરૂં છું.

કુંદન તમે તમારા વીચારમા અડગજ રહો છો પણ હીરાની પ્રાપ્તિ સારૂ ખલક પાવકની હજારો જ્વાળા ખમવી પડશે.

જે કાંઈ થશે તે તમામ સહન કરીશ પણ હું બીજાની કદી થઇશ નહીં.

ઠીક ત્યારે નસીબ જેમ નચાવે તેમ નાચ્યા કરો અને પ્રેમ જેમ ફસાવે તેમ ફસ્યા કરો.

ત્યારે આપ અહીં નહીજ રેહો ?!

મારે અમરગઢ ગયા વિના છુટકોજ નથી હુ જ્યા જઇશ ત્યાં તમને કદાપિ કાળે ભૂલીશ નહીં એની તમે ખરી ખાત્રી રાખજો.

ત્યારે હુ શું કરૂ ?

ઇશ્વર ઉપર આસ્થા રાખી તમારૂં જીવન ધર્મ નીતિ અને સત્યથી ગાળો. જ્યારે આપણે પરમાત્માની કસોટીમાં સાચા નીવડીશું ત્યારે ઇશ્વર આપણો વિજય કરશે તે તમે નક્કી સમજજો.

હુ આપની આજ્ઞા માથે ચઢાવું છું.



ભાગ ૨જો   પકડાયા છો, પકડાયા છો હવે તમે પકડાઈ ગયા છો   (પાનુ ૭૭)

તમામ અલંકાર તમે ધારણ કરી લ્યો.

તમે તેમાંથી કાંઇક તો ભેટ તરીકે લ્યો ?

હુ કહુ તે તમે કરો

લ્યો ચાલો પહેરવા માડો ” કહી હીરાલાલે તમામ દાગીના કુંદનને પહેરાવ્યા, અને છેવટે મોહનમાળા હાથમાં રહી તે આપવા માડી,

“ લ્યો આ મોહનમાળા ધારણ કરો. ”

આટલી માળા તો રાખો

તમે ગાંડાઇ ન કરો. લ્યો પહેરો.

ના, ના, આટલુ તો રાખો.” હા નાનુ થોડીવાર યુદ્ધ થયુ, હૃદયે હૃદયને નચાવ્યું, નયને નયનને નચાવ્યાં અને ભાવે ભાવને રમાડયા, છેવટે હીરાલાલે બળ કરી મોહનમાળા કુદનની કોટે પહેરાવી દીધી. કુદને મ દહાસ્ય કરી હીરાલાલને તીણો માર્યો.

“ પકડાયા છો, પકડાયા છો, હવે તમે પકડાઈ ગયા છો. જીવનહાર હવે તમે મને વરમાળા પહેરાવી દીધી, હવે કાંઇ ફરી જવાશે ? હવે કાઈ નારીથી છુટાશે ?

બહુ સારૂ. હવે તમે ખુશી થયા ?

હા

ઠીક ત્યારે હવે મને અમરગઢ જવાની રજા આપો

તમે કયા મારી પાસે રજા લેવા આવ્યા છો તે હુ આપુ ? રજા લેવી હોય તો મારે ઘેર આવો

હવે ઘેલાઈ ન કરો. રજા આપો

નાથ આપ ખુશીથી પધારો ! આપનો સર્વદા વિજય થાઓ.

કુંદન તમે હવે જમવા જાઓ.

પંગત હવે જમી ઉઠી.

ત્યારે તમે શું ભૂખ્યા જશો ?

હા.

ના ના તેમ તો ન થાય.

હવે મારે જમવાની જરૂર નથી. મને પ્રીતિભોજન મળી ચૂક્યું. હવે હૃદય હરખાઈ ગયું

કાંઇપણ ખાધા વગર તો ઘેર ન જવાય. લ્યો ત્યારે હું મગજ આપું ત શુકન સારૂ જરા ખાઈ લ્યો." કહીને હીરાલાલે ટ્રન્ક ઉઘાડી ભાતામાથી મગજનો લાડુ કાઢી કુંદનને આપ્યો, કુંદને શરમાતા શરમાતા તેમાથી અડધો લીધો,

"લ્યો એટલો જમી જાઓ.

બાકીનો તમે ખાઇ જાઓ." બને જણા ખાઇ ગયા, હૃદય હરખાઇ ગયા અને નયન અન્યો અન્યના પ્રેમમા થનક થનક નાચી રહ્યાં,

"કુંદન તમે હવે જાઓ. કોઇપણ વાતે મારી ફીકર ચિંતા કરશો નહીં. મારા કાગળ ભાનુશંકર ઉપર આવશે તેથી કાન્તા દ્વારા મારી સુખાકારીના સમાચાર જાણી લેજો.

ઠીક, ત્યારે હું હવે જાઉં છું.

હા પધારો." કુંદન ધીમે ધીમે સીડી પરથી નીચે ઉતરવા લાગી, હીરાલાલ હીંચકા ઉપર બેસી હીંચવા લાગ્યો, અને ગઝલ

લલકારવા લાગ્યો; કુંદન ગઝલ સાંભળતી સાંભળતી ધીમે ધીમે એક એક પગથીયુ ઉતરવા લાગી,

*　　　　*　　　　*

### ગઝલ.

જમાનો આ દીવાનો છે ઝપાટો ઝેરી વાનો છે,
જવાનો તે જવાનો છે નકામો નાખશે આળી
હશે જે હોશ હૈયામા ખખડશે ખાખ શૈયામા,
પ્રથમથી ધ્યાન પૈયામા જગ તુ ઝાખ સભાળી,
આશાનો આશરો ખોટો ખરે નીર ઝાઝવા જેટો,
વીચારો વા તણો ગોટો જશે આ વાયરે ચાલી,
કરે શુ કર્મા ફૂલી, ગયો કયમ ભાનને ભૂલી,
જુવાની ત્યા થશે લુલી નિયમ તેન નેત્રથી ન્યાળી
નકામી મોહ ને માયા નકામી છે નઠી કાયા,
જુઠી છે જગતની છાયા વૃથા ગરૂર મુક આળી
સજી લે સવ શાણા તુ નગરથી અંત ટાણાનુ,
નથી કાઇ કામ નાણાનુ જવુ લઇ હાથને ખાલી

શાન્ત મને ગઝલ પુરી સાભળી, તેની આખમા આસુ આવી ગયા, અને તેના હ્રુદયમાથી ઉદ્દગાર નીકળી પડયા કે ‘અરે આતે પ્રીતિની વાનગી કે પ્રાણુની પરવાનગી.’ ? !



# પ્રકરણ ૪ થું.



## યુનિવરસીટીની બાજી કે ભણેલાની હરાજી?



**દોહરો.**

ભાગી ગણીને ભટકતા એક દેશી વિદ્વાન,<br>
નોકરી કરતા તાનમા ગયુ દેશનુ માન



પરણવુ એ ફક્ત સંસાર સુખને સારૂ સમજવામા આવે તો પરણવું નકામુ છે, કમાવુ એ ફક્ત ખાધા પીધા સારૂજ માનવામા આવે તો કમાવું મિથ્યા છે, વાપરવુ એ ફક્ત જો પ્રતિષ્ઠા ખાતર ધારવામા આવે તો વાપરવું ખોટુ છે, તેમ ભણવુ એ ફક્ત જો નોકરી કરવા સારૂજ ગણવામા આવે તો ભણવુ અલેખે છે



બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય ગરજન સૌ નોકરી માગે<br>
દેખાદેખી દોડ કરીને જાત કસબને ત્યાગે<br>
સ્વતંત્રતાની સાહ્યબી તજીને પરતંત્રતામા રાચે<br>
ઉદય પામતુ નગીન આશીને નોકરી માટે નાચે



**દા**નમા માન છે, નમ્રતામા જ્ઞાન છે, એકાંતમા ધ્યાન છે, સંકટમા સાન છે, જન્મમા અવસાન છે, અને ભકિતમા ભગવાન છે તેમ વ્યાપારમા લક્ષ્મી છે.

## મનહર છંદ.

" ડાકણ પિશાચણ કે સાપણ શુ કહુ તને,
તન ઉજવળ મન મલિન અપાર છે,
હાથ પગ લાબા વળી વદન વિશાળ પાચ,
દ ત કરવત ભયાનક તો દેદાર છે,
ગણી કરમા કટાર કાપી ખાય વખતને,
તરશી સ્ટુડન્ટ તણા લોહીની પીનાર છે,
ખાઉ ખાઉના પોકાર કરતી કરાળ જાત,
રાત દીન તરૂણને બીકે બાળનાર છે ૧
બાતે ખાઇ વખતને તરશી વરસે થાય,
પ્રગટ સ્વરૂપજન પેખી ગભરાય છે,
અનેક યુવાનીઆને ઝટપટ ઝાલી પોતે,
રસકસ મસ ચુસવાનુ ચિત્ત ચ્હાય છે,
બચી કેટલાક જાયે પાસમાથી પાપણીના
અવર વરસે પાછા પોતે પકડાય છે,
અતિ વિક્રાળ કાળ કરાળને બીકવતી,
ક્રુર ઉર જેનુ નહી, દિલમા દયાય છે ૨
અખડ આયુષ્ય એનુ મરે નહિ મનુ'યથી
મહીમા એ મનુષ્યને શિર ચિર કાળ છે
જેમ દિન ચઢે તપે તાપે અતિશય તેમ
વરસો વરસ લેતી સખત સભાળ છે
બાળે જેમ સુધાકર અતિશય વિરહીને
તેમ બાળે રોજ જેની અતિ ઉની જવાળ છે
કઠોર નઠોર તેમ કરાળને કારી એવી
દિન શિશુ શિર યુનિવરસીટી આળ છે "

નારાયણ પડીત

વેલ મી. જયન્તીલાલ, તમે એલીસબ્રીજ ઉપર આવી શાના કઢાપા કરો છો ?

મી. માણેકલાલ હુ જમાનાનો કઢાપો કરૂછુ કેમકે,

*　　*　　*　　*

## મરાઠી સાખી.

આવ્યો જમાનો અજબ દીવાનો કેળવણી થઇ મોઘી,
ભણી ગણી નર ઘર ઘર ભટકે નોકરી થઇ ગઇ મોઘી,
કદર નવ વિદ્યાની થાય અધારે વિદ્યા અથડાયે

મિત્ર જયન્તીલાલ તમારૂ કહેવુ જમાનાને બેસતુ છે ઘણા વખતથી તમે મને ઉપરની કવિતા કહ્યા કરો છો પણ બી એ. પાસ થયા પછી તમારા વચનનો મને પાકો અનુભવ થયોછે રીઅલી ફ્રેન્ડ આઇ રીમેમ્બર યોર વર્ડસ એવરી સેકન્ડ, ખરેખર દોસ્ત તમારા વચનો મને દરેક પળે યાદ આવે છે

મી ચીમનલાલ, જમાનાના જાલીમ જોરમા ભણેલાની એવી કઢગી અને કફોડી સ્થિતિ થઇ છે કે બિચારા ભણેલાને વાસ્તે આખી દુનિયામા એકે વિશ્રામ ઠામ નથી. હર, હર, હર શભો, હર, હર, શભો ભણેલાની શી સ્થિતિ થશે તેની કાઇ ગમ પડતી નથી કેમકે,

*　　*　　*

નવ ટકાની નોકરી માટે મેટ્રીક પ્રીવિયસ કરતા,
બી એ બળદિયા બાર ટકામા ગદ્ધા મજુરી કરતા,
સુખ નવ સાજે મુઝાય જગ નવ દિવસે જમાયે

વેલ સેઇડ, વેલ સેઇડ માય ડીયર જયન્તીલાલ વેલ સેઇડ! ડીક કહ્યું મી. જયન્તીલાલ તમે ઠીક કહ્યુ.

મી. ધીરજલાલ સાપ્રત સમયમા પ્રજાજનોનો ઘણોજ મોટો ભાગ પોતાના બાળકોને અગ્રેજી ભણાવીને મેટ્રીક બી. એ. પાસ કરાવવા તરફ ખાસ ધ્યાન આપે છે, અને તેમાયે એ હેતુથી ધ્યાન આપે છે કે છોકરા ભણી ગણીને મેટ્રીક થયા એટલે ભણીને પાર ઉતર્યા! વળી બી. એ. પાસ થયા એટલે સસાર સાગર તરી ગયા અને તેમાયે એમ. એ. પાસ થયા તો પછી પરમેશ્વર મળ્યા. આખી આલમના ગુરૂ થયા, અને દુનિયાનુ તમામ દેશાભિમાન, વિદ્વતા, ડહાપણુ, ગૃહસ્થાઈ અને સુધારો તેમનામા રગે રગે વસી રહ્યો!!

કેસુભાઈ આજ ધોરણ ભણેલામા માલમ પડી આવે છે ભણતી વખતે જે સાદાઇ નમ્રતા અને નીતિ જોવામા આવે છે ને પાસ થયા પછી જાદુઇ રીતે નવાઈ ભરેલી રીતે અદૃશ્ય થઇ જાય છે અને ફક્ત તોછડાઇ મગરૂબી સ્વચ્છદીપણુ ફેશન અને ટાપટીપ જોવામા આવે છે

દીનકરમણી, મગરૂબી તોછડાઈ અને ટાપટીપ એટલે સુધે દરજ્જે જોવામા આવે છે કે પાસ થયા પછી ઘરડા બાપાને બજારમા બાપા કહતા ભાઇ શરમાય છે, અને ઘરડી માને મા કહેતા મો બગડી જઇ ડોસા ડોગ્રી કહેતા શીખે છે, વળી તે ઉપરાત વૃદ્ધ પુરૂષો ઓલા દોલા સગા વ્હાલાઓ અને નપાસ થએલા સાદા નિરાભિમાની યુવકો સાથે વાત કરતાં શરમ આવે છે અને દેશીઓ જોડે હાથ મીલાવતા સૂગ ચઢે છે.

મી. સુધાકર, તેમાંએ દેશી સાદાં અને દેશી રીત પ્રમાણે સીવાઇ તૈયાર થએલાં થીગડાં મારેલાં કપડા જોઇને, મેલાં કપડાં પહેરેલાં માબાપને જોઇને ભાઇને બકારીઓ આવે છે અને છટ્ છટ્ છટ્ છટ્ નોનસન્સ ઢેમ રાસ્કલ બ્રુટ મેનરલેશ અને ડફરના ઉદ્ગારો ગંગાના પ્રવાહની પેઠે છુટવા માડે છે.

મી જયન્તીલાલ, જો કે આધુનિક અંગ્રેજી કેળવણીના શુભ પ્રતાપથી જનમ ડળ વિદ્યાનો લાભ લેતા શીખ્યું છે, અને કેળવણી શું છે તેની કીંમત જાણવા લાગ્યુ છે જો કે ખરી કીંમત જાણવી ભૂલી જાય છે, અને કીમતમા કીમત ભણી ગણીને નોકરી કરવી એજ ઉમદા કીમત છે, તે સારી રીતે ભણવા લાગ્યું છે, કેળવણી પાછળ પ્રજા વર્ગ આટલું બધું ધ્યાન આપે છે તે આનંદનો વાત છે પરંતુ દરેક કોમો પોતપોતાના જાતી કસબને સુધારવાનું અને ખીલવવાનું ધ્યાન આપવું ભૂલી જઇ ફક્ત આંખો મીંચી નોકરી કરવાનું ધ્યાન આપે છે તે દિલગીરી ભરેલું છે, કેમકે એથી ભણેલાની ટકે ટકે હરાજી થાય છે અને અંતે ફજેતીના ફાળકા પર ચઢવાનો વખત આવે છે કેમકે,

*　　　*　　　*

૫૯.

થાય છે હિંદમા હરાજી ભણેલાની થાય છે હિંદમા હરાજી,
આવીઓ જમાનો અતિ પાજી ભણેલાની થાયછે હિંદમા હરાજી—૦
સાત રૂપૈયામા સોઘો ને સસ્તો મળશે મેટ્રીક સારો,
નવ રૂપૈયામા પ્રિવિયસ જડશે ખંતીલો કામ કરનારો,
ખંતીલો કામ કરનારો જેહને કામ થાશો રાજી ગજી—૦

ઇન્ટરમિડીઅટ આર ટકામા આવશે દોડી વ્હેલા,
પ દરથી વીસમા મળશે ગ્રેજ્યુએટ બીએમા પાસ થએલા,
બીએમા પાસ થએલા સલામો મો મા ભરતો કદી લાજી—૦
ચાળીશ પચાશમા મળશે કલ્યાગરા એમ એ પડિતજી પુગે,
આખા દિ કરશે કામ તમારૂ એક વાતે ન અધુરા,
એક વાતે ન અધુરા બિચારા કાઇ વાતે ન મિજાજી—૦
ગુજરાતી છઠ્ઠા ધોરણના ગેગલા મળશે પાંચે પચાશ,
છ માટી છન્નુ દસ ના કરતા કરતા કરશે તમ પાસ,
કરતા કરશે તમ પાસ ગાશે ગુણ તમારા ગાજી ગાજી—૦
રેલ્વ મ્યુનસિપાલ્ટી મિલોના એજન્ટો ખરીદે માલ આ મજાનો
થોડા મુસારામા નભરો હજાને જાય છે અમલ્ય આ જમાનો
જાયછે અમલ્ય આ જમાનો ગપ ઉમે કહેતા તમે નાજી નાજી—૦
આપ ઉદ્ધારો આર્ય બાળુડા નોકરી મોહ વિસારી
મેટ્રીક બી એ એમ બનીને થાઓને ધધાધારી
થાઓને ધધા ધારી ધધાથી ઉધ્ધારો ભારત માજી—૦
ટાપટીપ ફેશન મિથ્યાભિમાને બની છે હાલત નઠારી
માન મિજાશ ને ઇર્ષા મળીને બનો વ્યાપારે વિહારી,
બનો વ્યાપારે વિહારી કરોને કળા કૃષિને કાજ નાજી—૦
કરૂણા કરી કીકર પર કોડ કર ગ્રેહોને મોગરી
નોકરીના પાસા તોડી નઠારા ગુલામી કાપોને કારી
ગુલામી કાપોને કારી મરે છે વિદ્યા અમારી લાજી—૦

**કેસુભાઇ આવી કફોડી કગાલીયત અને હાલ હવાલ ભરેલી સ્થિતિ ભણેલાની થઇ છે તોપણ.**

*  *  *

પોષ્ટ પોલીસને રેલ્વે માંહી ભણ્યા ગણ્યા સૌ ધસતા,
મ્યુનિસિપાલ્ટી દવાખાનામા આખ મીચીને ઘુસતા
ભરચક કર્યા દરેક ખાતા ભણેલા સવ પવન ખાતા
સર્વ કોમ મા સલામ કરીને હર્ષથી નોકરી માગે,
જે ખાતામા એક જોડાયે ત્યા જ્ઞ' મા મા જાગે
ચાય ટકા ટકાના તેર અત બધા બેસ જ્ઞ' ઘેર

મી. માણેકલાલ હિંદુસ્તાનની સર્વ કોમમા ફક્ત વહોરા કોમજ ધન્યવાદને પાત્ર રહી છે. દુનિયાના દરેક વ્હેવારમા આગળ પડતો ભાગ લેનાર સુખી ઉદાર અને દયાળુ કોમ ફક્ત વ્હોરા કોમજ છે. ધરતીના ચારે ખૂણે નજર કરતા વ્હોરાજ જડી આવશે.

મી જયન્તીલાલ વ્હોરા કોમ જેવી આગળ પડતી માર વાડી કોમ પણ ધન્યવાદને પાત્ર છે આ બને કોમો ગમે તેવા હલકા ભારે અને સ્વતત્ર વ્યાપારમા મોજ કરતી માલમ પડી આવશે !

મી સુધાકર, આપણા મારતા મીઆની તરવારો, મીજાસનાં ખોળીઆ, ભણ્યા ગણ્યા ફક્કડો પાસ થએલા યુવકો. જન્ટલમેનના બેટા અને ફેશનના ફૂદા ગુજરાતીઓજ હાજી, જી, વેરી ગુડ, થેન્ક યુ, યસ સર, મહેરબાન અને સાહેબજીના માખણીઆ શબ્દોમા ખુશામત કરતા નોકરી કરતા જડી આવશે નોકરી નજીવી કરશે અને દોર દમામ તથા મિજાસનો પાર નહીં રહે.

ખરી વાત છે, ખરી વાત છે મી જયન્તીલાલ હું તમારા મતને તદ્દન મળતો છું. ભાઇ સાહેબ ભોગ જોગે કોલેજીયન કે બીએ પાસ થયા, ડાકટર કે વકીલ બન્યા, અથવા વીર્વીંગમાસ્તર, સ્પીનીંગ માસ્તર, કારડીંગ માસ્તર કે ઇન્જીયર બન્યા એટલે તરત ભાઇ પાઘડી ફેંકીયુ અને ધોતીઆને તિલાજલી આપી બુટ પાટલુન અને કોટ ચઢાવી સાહેબજી બન્યા. સાહેબજી બન્યા એટલે સર્વ પ્રકારના ખાણા પીણા ખાવાને રેડી અને જોડે સોડા સાઇકલને લેડી રાખતા થયા ! દેવ પૂજાને લાત લગાવી બાગરા દેવની પૂજા કરતા શીખ્યા આ વાળ બાળ બરાબર ઓળી ફેશનેબલ ડ્રેસ ચઢાવી જરા પોઝીશન પડે તે આરૂ સોનેરી ચશ્મા ચઢાવી સાઇકલ પર બેસી મોમા સીગારેટ રાખી ધુમાડાના ગોટા કાઢતા બજારમા બેલ સમાન ઘ ટડી વગાડતા જવા આવવા લાગ્યા, ભાઇ સાહેબ બજારની મધ્યમા આવે એટલે લોકોને જરા રોફ દેખાડવા સ્ટેશનરીની દુકાનો આગળ બીડીના ધુમાડા કાઢતા ચસ નો કરતા સાઇકલ પરથી ઉતરી હાથથી સાઇકલ ચલાવતા આંટા મારવા લાગે લેવુ કાઇ ન હોય ખીસ્સામા રાતી બદામ હોય નહીં અને જેન્ટલમેનનો ટેસ મારી દુકાનોમા જઇ જે ચીજ મુબાઇ મળે તેનો અમદાવાદના બજારમા ભાવ પૂછે અને જે ચીજ અમદાવાદમા મળે તેનો મુબાઇના બજારમા ભાવ પૂછે અને જે વિલાયતમાં મળે તેનો ઠેર ઠેર ભાવ પૂછે, ભાવ પૂછતા ભોગ જોગે ભાઇ ફસાઇ ગયા તો કહેશે કે મને બીજે ફરીને ભાવ પૂછવા દો, નહીંતો લાવો તે ચીજ મને આપો અને તેનું બીલ આપો અને કાલે ગુમાસ્તાને

ઘેર પૈસા લેવા મોકલજો ભાઇ બહેરામપર રહેતા હોય તો ઠેકાણુ દુધેશ્વરનુ લખાવે અને દુધેશ્વરમાં રહેતા હોય તો બહેરામપરનુ ઠેકાણુ લખાવે એટલે બિચારો દુકાનદાર જેણે ભભકામાં ભરમાઇને માલ આપ્યો હોય તે બીજે દિવસે માથે ઓઢીને પોક મૂકી રૂવે. સાહેબજીને બજારમા ઢેખાળાનુ એ કામ હોય નહીં પણ બજારમા પોતાના કે પોતાના બાપના તથા સગા વ્હાલાની ઓળખાણવાળાની દુકાનમા સાઇકલ મૂકી પનોતાં પગલાં કરે. સાહેબ બહાદુરના મુબારક કદમ દુકાનમા થયા એટલે દુકાનદારના નસીબમાથી ત્રણ ચાર પૈસા પાન સોપારી રહા અને બીડીના ઉતર્યા. કામ ધ ધો ખોટી થાય, ઘરાકો ચાલ્યા જાય, લેણુદાર દેણુદારથી ખુલાસા બ ધ વાત ન થાય અને બધો વખત સાહેબ બહાદૂરની સરભરામા ચાલ્યો જાય આખરે દુકાનદાર ક ટાળીને મનમા બોલે કે આ પાપ કયારે અહીથી ટળે ને નિરાત થાય. ભાઈ આવા ભણેલા ગણેલા સાહેબ બહાદુરોના હાલ છે.

મિત્ર તમારૂ કહેવુ બરાબર છે સાહેબ બહાદુરને બે વાર બોલાવના પણ બરાબર જવાબ ન મળે સાહેબને કોઇ પૂછશે કે મોટા ભાઇ શુ કરો છો તો સાહેબ તરતજ તોછડાઇથી જવાબ પરખાવી દેશે કે સર્વીસ સર્વીસમા પૂછનાર સમજે કે ના સમજે તો તેના ભોગ પણ સાહેબ તો સાહેબશાઈ ભાષામાજ ભસવાના ! બધાએ સાહેબ બહાદુરોની સર્વીસ જોવા જઇએ તો તમામ સરવીસ ખુશામત ભરેલી હશે. ભાઇસાહેબનાં કાચાં ઘડીએ ઘડીએ સાહેબજી સર સર મહેરબાન કહીને સુકાતા

હશે. તેમાં કેટલાક સાહેબ બહાદુરો તો ઉપરીને ઘેર જઇ શાક ભાજી અને દૂધના લોટા લાવવાની નોકરી કરતા હશે, કેટલાક ઉપરીનાં છોકરા રમાડવાની ડયુટી કરતા હશે, કેટલાક ઉપરીના બુટ અને કોટને બ્રશ મારવાની સર્વીસ બજાવતા હશે અને કેટલાક ઉપરીની વહુઓના ઘાઘરા અને સાલ્લા અરે ભૂલ્યો ભૂલ્યો સાડીઓ અને કિનખાબ લાવવાની નોકરી કરતા હશે, કેટલાક ઉપરીની ગાદીઓ સાફ કરતા હશે અને કેટલાક બહાદુરો ખોચી ઉપર કાકરા મૂકી કાગળ કલમની ઘટીમા લખાણના ભીના ઘઉ દળતા હશે ! !

જયન્તીલાલ તમારો અનુભવ સત્ય છે સાહેબ બહાદુરો એજ ધધો કરતા હશે માબાપ અગર વડીલોની મીઠી ગાળ તથા ટપલી પડતા ભાઇ માબાપોનો ઘોઘળો પકડવા દોડશે, અને ઉપરીઓના અપશબ્દો અને બુટ આનદથી સહન કરશે વડીલ અને માબાપ દિલગીરી બતાવતા સાહેબને મનાવશે પણ સાહેબ માનશે નહી અને ઉપરીઓના દડ અને મારથી ભૂલ્યા કહી ડાચુ ફાડી સો સો સલામો કરશે.

મી દીનકરમણી,

*            *            *

ચાકરી ચોખા હાજી હા દૂધે બુગામન ભાણે ખાતા,
યસ સર થેન્ક યુ પારડન કહીને જ્યા ધકેલે ત્યા જાતા.
મકટ નિત નોકરીના વેડે વ્યાપારે જરી ન જીવ ગોઠે

કેશુભાઇ જ્યારે દરેક જણ ભણી ગણીને સરકારી નોકરીઓ કરશે ત્યારે સરકાર દરેકને શી રીતે ખીચડી ધરશે ? એટલી વખતે દરેકને શી રીતે ઠેકાણે પાડી શકશે ?

**જયન્તીલાલ** એટલા બધા બીએ એમે કોરટોમા અથડાય છે કે બીચારા થર્ડગ્રેડ સેકન્ડ ગ્રેડ ફાઇનલ અને મેટ્રીકોને નાસી-પાસ થઇ પાછા ફરવુ પડે છે. અત્યારે અભણ અને ભણેલાની, પાસ થએલા અને નાપાસ થએલાની, નવા નોકરોની અને જુના નોકરોની ત્રાસદાયક કઢંગી સ્થિતિ થઈ પડી છે. દરેક જણને પેટનુ પુરૂ શી રીતે કરવુ તેનો મોટો વિચાર થઈ પડયો છે, અને વચલા વડના માણસોને પોતીકા ગુજરાનને વાસ્તે હાથમા ધરતી આવી રહી છે

**સુધાકર** આવા એક ઇંદ્રિના જ્ઞાનવાળા ધોરણથીજ દેશો દયના સાધનોમા અને વ્યાપાર ઉદ્યોગ તથા કળા કૌશલ્યની આબાદાની કરવામા ખલેલ પહોચ્યુ છે દરેક ધધાઓ અને કારીગરીઓ કોહી કોહીને કટાઇ ગઇ છે, અને ખેતીવાડી રૂપી ખાજુ જે હિંદુસ્તાનને ઇશ્વર તરફથી વારસામા મળેલુ છે તે પણ ખવાઇ ગયુ છે.

**કેસુભાઇ** હજુ પણ પ્રજાવર્ગ જો પોતાની સંતતીને કામ-ચલાઉ કેળવણી આપી વ્યાપાર ઉદ્યોગમા માહિતગાર કરે અને નોકરીને લાત લગાવી ફક્ત વ્યાપારનીજ વાત પકડી બેસે તો બેશક કાઇપણ ઢીલ વગર આપણા દેશના વ્યાપાર રોજગારમા સંગીન સુધારો થાય, પણ હાલમા તો પરીક્ષાના પરિણામ બહાર પડયા પહેલાજ નોકરીની શોધ ખોળ થઇ રહે છે તેની આ ખરાબી થાય છે.

**ચીમનલાલ** દર વર્ષે આપણા આર્યાવર્તની દરેક કોમો વિવાહવાજન, નાચ તમાસા અને કારજ વરા પ્રસંગે કરોડો

રૂપીઆનો ગજાવર ખરચ કરી નાંખે છે, જો તેજ કોમો પોતાના બાળકોના કલ્યાણને સારૂ પોતાનાથી બનતી રકમો એક મોટા સાર્વજનીક કોઇપણ કોમના તફાવત ભેદ વગરના વિદ્યાવૃદ્ધી ફંડમા ભરી એકઠી કરે તો તેઓનાં બાળકો જે હાલ ચીથરે હાલ ફરે છે તેવો વખત ન આવે !!

મી જયન્તીલાલ જો દરેક કોમો પોતપોતાની કોમમાંથી દરેક ઘર દીઠ વરસે દહાડે ૦। રૂપીઓ લઇ પાવલા ફંડ ઉઘરાવે અને તે ફંડ લાગલાગટ પાંચ વરસ સુધી ઉઘરાવી તેનુ એક મોટુ સાર્વજનીક વિદ્યાવૃદ્ધીફંડ બનાવે અને તેમાથી વ્યાપાર ઉદ્યોગની ટેકનીકલ કોલેજ સ્થાપી તેમા કોઇપણ કોમના તફાવત વગર ધધાનુ શિક્ષણ અપાય તો તેથી દેશને કેટલો ફાયદો થાય ? હજારો બાવલાઓ અને ભિખારીઓ બજારમા ટોળાબધ ભિક્ષા સારૂ આથડતા ફરે છે તેઓનુ કેટલુ કલ્યાણ થાય ? ઉછરના બાળકો પોતાના પગ ઉપર ઉભા રહીને પોતીકુ ગુજરાન સ્વતત્રતાથી ચલાવતા શીખે અને પોતાની જાતનુ, પોતાની જ્ઞાતનુ અને પોતાના દેશનું કેટલું કલ્યાણ કરી શકે તેનો ખ્યાલ કરો ? સીવીલીયન બારીષ્ટર અને ડાકટર થવા સારૂ જે યુવકો લાખો રૂપીઆનુ પાણી વિલાયત જઇને કરે છે, તે યુવકોને કળા કૌશલ્યના જ્ઞાન સારૂ જાપાન અમેરીકા અને જર્મનીમા મોકલવામા આવે તો દેશને કેટલો ફાયદો થાય ? પરદેશ ઘસડાઇ જતી દોલતનો કેટલો અટકાવ થાય અને આર્ય બંધુઓને સહેલાઇથી કેટલુ સગીત શિક્ષણ કળા કૌશલ્યના ગજાવર ખર્ચ વગર મળે તેનો કયાસ કરો ?

કેસુભાઇ અત્યારે ભારત વર્ષમાં બારીષ્ટર અને ડાકટરની ઝાઝી જરૂર નથી કારણુ કે જેટલા દેશમાં છે તેટલા પૂરતા છે. જો દેશમાં વધારે ડાકટરો અને વધારે બારીષ્ટરો થશે તો લોકોમા રોગની અને કલેશની વૃદ્ધિ થશે, અર્થાત્ બાટલી અને સ્ટાપમા ( ઝગડામા ) ઓરડાની લક્ષ્મી ચાલી જશે હવે તો જે ધધાથી દેશની દોલત દેશમાજ રહી શકે, પરદેશની દોલત દેશમાં આવે અને દેશનો પૈસો પરદેશ કોઇપણ રીતે ન જાય એવા ધધા ગ્રહણ કરવાની ખાસ જરૂરીઆત છે જો ડાકટરો અને બારીષ્ટરો વિલાયતમા રહીનેજ પ્રેકટીસ ચલાવે અને આર્યાવ્રતમાથી દેશી વૈદકનો ઉદ્ધાર કરે, દેશી દવાઓ વિલાયતમા મગાવે, હિદુસ્તાનના સારા કાબેલ બારીષ્ટરોને વિલાયતની કોરટોમા વકીલાત કરવા તેડાવે તોજ બારીષ્ટરો અને ડાકટરો દેશનુ કલ્યાણ કરી શકે ! !

મિત્ર હવે ઉછરતા યુવકોએ પોતાના પૈસાનો તનદુરસ્તીનો ભોગ કેળવણી પાછળ આપવો મૂકી દઈ વ્યાપાર રોજગાર તરફ આપવો ઘટે છે. એકલી કેળવણી સારૂ વિદ્યાર્થીઓ ડીગ્રી સારૂ માદલા બને, નબળા કમ તાકાત પડે, શોર્ટ સાઇટ થઇ આખે ચશ્મા ઘાલતા થાય, શરીરે વાકા બાવળીઆ જેવા નિર્માલ્ય ભર યુવાનીમા ડોસલા જેવા ધોળે દિવસે અડબડીઆ ખાતા થાય અને આખો જીદગીભર આધળા અને માદલા બને તેના કરતા વ્યાપાર રોજગારમા જોડાય તો દેશને કેટલો ફાયદો થાય ?

મી. સુધાકર એવા સસ્કાર ક્યાથી આવે ? જો તેમ થાય તો દેશમા સુખનો વરસાદ વરસે, પણ તેમ થવુ જ મુશ્કેલ છે !

વિદ્યાર્થીઓ બિચારા કોલેજમાં પૂરા થઇ જવાના પચીસ ત્રીશ વરસની વયના ગ્રેજ્યુએટોનાં દરસાલ આ દેશમાં કેટલાં મરણુ થાય છે તેનો આંકડો તમે તપાસી જુઓ એટલે તરતજ ખબર પડશે કે કેળવણી માતા કેટલા વિદ્યાર્થીઓને ખાઇ જાય છે.

કેસુભાઇ ખરી વાત છે. કોલેજીયનોને કોડલીવર ઓઇલ, ફ્લાલીન, કવીનાઇન, ચશ્મા અને સ્ટીક વગર ઘડી પણુ ચાલતુ નથી. તેમની કમાણીનો ઓછામા ઓછો ચોથો ભાગ ડાકટર ખાય છે. બિચારા,

*　　　*　　　*　　　*

આઇઝ અંધા, માઇન્ડ મંદા બૉડી બાવળીઆ વાંકા,
ભર જુવાનીમા ભણી ગણીને બન્યા હાથે કરી રાંકા
સાગ ઘડી ન રહેવાએ નિત્યે ડાકટર સેવાએ ' !

મી. સુધાકર હું તો બીએ પાસ થઇને કોલેજને પગે લાગ્યો છુ. પાસ થયે બે વરસ થયા પણુ કોઇ ખાતામા મારો પત્તો લાગતો નથી હે કેળવણી મા, હે સરસ્વતી માતા હવે આ તારા બાળકો પર દયા કર અને તેમના બાવડા ઝાલી ઝાલી ઠેકાણે નાખ ! ! હે યુનોવર્સીટી દેવી હવે આ દીન શિશુઓની વ્હારે ધા અને તેમના ગુજરાનની કાઇ ગોઠવણુ કર મારી મા

મી. સુધાકર, આતે ' યુનીવર્સીટીની બાજી કે ભણેલાની હરાજી ? ' કહી તમામ મિત્રો જયન્તીલાલ સહીત ધીમે ધીમે પૂલ પરથી પાછા વળ્યા અને નિસાસા નાખતા ઘર ભેગા થઈ બિછાનામાં પડી વિચાર તરગે ચઢયા ! !

# પ્રકરણ ૫ મું.

## હૈયાની હોળી કે શૉકયની શુળી ?

### દોહરો.

મુખ જેના મધુર નથી, અમી ભરેલ ન આંખ,
પ્રીત પરાગે બાવતા, રૂડી ચાળવી રાખ
-વિ મહાસુખગન

સાકરના જેમ જેમ બારીક કકડા કરવામા આવે છે તેમ તેમ મિઠાશ વધતી જાય છે, સુખડને જેમ જેમ સળગાવવામા આવે છે તેમ તેમ સુગધનો ઓર વધારો થાય છે અને પ્રેમીને જેમ જેમ કપટ અને દુ:ખમા ઉતારવામા આવે છે તેમ તેમ દીલનુ વધારે નિખાલસપણુ જણાઇ આવે છે.

જાલીમ જમાના જગમા કો અનુભવી દીલ જાણશે,
ભાવનાના ભેદ સમજી ભાવને પરમાણશે
દરકાર દુનિયાની તજી પ્રેમી હૃદય નિત તાણશે
મધુરી મઝા શુભ પ્રેમની આ દિલમાંહી માણશે

આનદમા આસુ છે, સુખમા દુ:ખ છે, આશામા નિરાશા છે, હામા ના છે દિવસમા સૂર્ય છે, રજનીમા ચદ્ર છે, અને સુદરતામા જેમ મોહ છે તેમ જુવાનીમા પ્રેમ છે.

રવિ પશ્ચિમમા નમી પડયો છે પણ હજી ડૂબ્યો નથી. તડકાનો તાપ નરમ થયો છે પણ હજી ઠંડો થયો નથી. બાળકોએ રમવુ ત્યાગ્યુ છે પણ હજી માના ખોળામા બેઠા નથી પક્ષીઓએ ખાવાનુ છોડયુ છે પણ હજી માળામા પેઠા નથી ગાયો ઉઠી છે પણ હજી ઘરતરફ દોડી નથી. ધીમે ધીમે સુખકર સંધ્યા મંદ મંદ પગલા ભરતી આવતી જાય છે. સુગંધમય શિતળતા પ્રસરાવતો સમીર મધુરો વાય છે. સંધ્યાની અજબ લીલા કુદરતના બ્હાર સાથે શ્રૃષ્ટીપર આછી આછી છવાઇ રહી છે,

* * *

' ગાઢ વાદળે શિતળ નિમળ શી સંધ્યાની છાયા છાય છે
મીઠા મીઠા વાયુ વાય છે,
મીઠા ગીતો પંખી ગાય છે.
સુગંધી ફુલડા પર ડોલે ફુલડા
ઝુમી ઝુમી ચુમી ચુમી
ઝુલ ઝુલ ડોલા ખાય છે પ્રેમ નિશે મસ્ત ના જણાય છે

-વિ મુગન-

જ્યા સંધ્યાનો વિકાસ થવાની તેયારી થઇ કે તરતજ જોતજોતામા તડકો જમીન તજી દઇને ઝાડ અને છાપરા ઉપર ચઢયો વળી તેમને તજીને પર્વતોના શીખર ઉપર ચઢયો સૂર્ય નારાયણે પોતાના તેજસ્વી રશ્મીઓને સપાટાબંધ સમેટી લીધા અને પોતે તરતજ અદ્દશ્ય થઇ ગયા,

* * *

પશ્ચિમે ઉતરે રવિ ઉદધિના વારી મહિ જો ધીમે
ને તેના કર દિનના શ્રમ થકી થાકી ગયેલા દીસે,

તેને શાન્તિ પમાડવા જગ થકી કાઢી સમેટી લીયે,
નેથેલું મુખ રક્ત એ શ્રમ થકી તેને સુવાડે હવે
કવિ મુળશંકર

સલુણી સંધ્યાના અનુપમ બહારમાં કુંદનની મોટી બ્હેન કાન્તા પિયર પરહરી સાસરા ભણી વળી, જુવાનીનું જોર દાખવતી થનથનાટ કરતી અલ્પ સમયમા ભાનુશંકરના ઘરમાં દાખલ થઇ અને પોતાના શયનભુવનમા જઇ દિપક પ્રગટાવી એક કૉચપર આડી થઈ સરસ્વતીચંદ્રની નવલકથા વાચવા લાગી. રાતનુ વાળુ તેને સાસરે કરવાનુ નહોતુ તેથી નિશ્ચિત થઈ કુમુદનુ જીવન વાચવામા તલ્લીન થઇ ગઇ ભાનુશંકર જમીને શયનભુવનમા દાખલ થયો શાન્તા બંને જણની પથારી કરી ચાલી ગઇ. ભાનુશંકર કાન્તાને નિશ્ચિતપણે સુતેલી જોઇ અને પોતાની આમન્યાને અન્યાય મળેલો જોઇ કાંઇક મનમા ખિન્ન થયો. ખિન્ન થવાની સાથે કાન્તાના સ્વચ્છંદીપણા વાસ્તે ક્રોધાતુર પણ થયો, અને ક્રોધના આવેશમા આવી જઇ કાન્તાને એક લાત લગાવી દીધી અને ધમકાવવા લાગ્યો,

" ધણીને ઢોર ગણી મન માનતુ કરનારી શ્રીમતોની છોડીઓ ધણીને સુનો વેચી ધોળે દીવસે કુકર્મ કરનારી શેઠીઆની બાળાઓ, અને પતિને પોપટ માની સાસરાને પાંજરૂ માની પિયરને બાજરૂ કરનારી પટેલોની પુત્રીઓ તેમાની આ એક મુખ્ય, ધણીના આવતા પહેલાં સેજમા પોઢી. ઉઠ રાંડ બેઠી થા!" કહી એક બીજી લાત લગાવી દીધી, ક્રોધાતુર બની કાન્તા એકદમ બેઠી થઇ અને તીરછા નયન કરી ભાનુશંકરને લડવા લાગી.

" માઇન્ડ પીસ ઇઝ નોટ યોર મોરેલીટી !

ધેન પીસ ઇઝ નોટ યોર મોડેસ્ટી યુ ફુલ!" કહી બે તમાચા લગાવી દીધા, કાન્તાનું મગજ ફરી ગયું અને વાઘણની માફક તાડુકા કરી બોલવા લાગી;

" સુંદરીને માથાની જુ ગણી રાત દિવસ દુખ દેનારા કસાઇ ભરથારો, અબળાને પગનું પગરખુ માની રાત દિવસ તેનો તિરસ્કાર કરનારા બબુચક ધણીઓ, નાજુક નારીને ઉંદરડી માની પાંજરામાં પકડી માંઝારી આગળ મૂકનારા હેવાન પતિઓ અને માબાપ અને પિયરનો સર્વસ્વ ત્યાગ કરી પતિને ચરણે પોતાનું તન મન અને ધન અર્પણ કરનારી પામર પ્રેમદા, જેને સૂર્ય ચંદ્ર અને અગ્નિની સમક્ષ હાથ ઝાલી વિના વાંકે તજી દેનાર, શૅાક્યની શૂળી ઉપર વિંધનાર કઠોર દયાહિન પુરૂષો તેમાંના એક મુખ્ય તમે! તમારે પાને નાખી પાપી માબાપે મારો અવતાર રદ કર્યો ! હરિ, હરિ, હવે હુ તારે શરણે !

શરમ, શરમ, ધણીના સામુ બોલનારી છકેલી શ્રીમંતની છોકરી શરમા! તારા બાપની આબરૂ પર નજર કર! જરા બોલતા વિચાર કર !

પરણેતર પ્રેમદાના પ્રેમનો ત્યાગ કરી માવડીઆ બની માની શિખવણીથી રાત દીવસ સ્ત્રીને દુઃખ દેનાર, બ્હેનના ચડાવાથી વહુને ગળે ટુંપો દેનાર અને વિના વાંકે એક ઉપર બીજી કરી જુનીને સળગાવી મારનાર નિર્દય ધણીઓ પ્રભુનો ડર રાખો ડર!

બોલતા બોલતા બ્હેકી ગઇ, રાડ સુધારામા ચઢી છકી ગઇ, મેટ્રીક પાસ થઇ વંઠી ગઇ કેમ ? કુલટા તને અંગ્રેજી કેળવણી

આપી તે ધણીની સામુ બોલવા કેમ ? ધણીના સામુ ચપચપ બોલનારી શ્રીમંતાઈના તેજમા ધણીને આજનારી અને બાપીકા વૈભવમા સાસરાને તુચ્છ ગણી પિયરની પૂજા કરનારી પનોતા પટેલીઆની પુત્રી ધિક્કાર છે તારી પટલાઇને ! ધણીના સામુ બોલતા ધરણી તને ગળા કેમ જતી નથી ?

પામર પરણેતર ગરીબ બિચારી અબળાના પ્રેમની છુટનો લાભ લઇ સ્હેજમા તેના છુટાછેડા કરનાર, જગતમા પરણેતર જુનીની જીભને તાળુ મારી ડાહ્યા ડમરા બની ગરીબ કન્યાઓને ફસાવી મારનાર, એક ઉપર બીજી, બીજી ઉપર ત્રીજી અને ત્રીજી ઉપર ચોથી એમ નારીઓના અખાડા ભરનાર અક્કલહીણ આખલાઓ, શ્રીમન્તોના પૈસા હજમ કરવાની દાનત રાખનાર, કુળના તળાવમા બગલા બની પામર કન્યા માછલીઓ ખાઇ જનાર. સાસરાના પૈસે પેટનું પુરૂં કરનાર, નારીની કમાણીથી ઘર-બાર ચલાવનાર અને પૈસાના બજારમા પરણેતર પ્રેમદાની હરાજી કરનાર અક્કલના શત્રુ મા ઢાકણીના પાણી ઘાલી ડૂબી મરો.

ચુપ રહે ચુપ રહે કમજાત ! તારા બાપના તેજમા હુ અંજાઉ તેવો નથી' હવેથી રાંડ પિયરમા પગ મૂકયો તો ટાંટીઓ કાપી નાખીશ !

ગરીબ ગાય જેવી સ્ત્રીઓ જે હિંદુ સંસારમા સદાયે ધણીની મન છરીથી છુંદાએલી છે, સાસુની કરડી નજર કટારોથી વીંધાએલી છે, નણંદની અદેખાઇ ભરી ચાવ ચલગત કુવાડીથી કુટાએલી છે, અને સસરા કરવતથી જ નિરંતર કપાઇ રહેલી છે, મરી રહેલી છે તેવા મરેલીનો ટાંટીઓ કાપો તેના કરતા

તમારા જેવા નગુણા નકટા પળમા પ્રેમનો ત્યાગ કરનારા, લગાડી દુનિયાની દરકાર તજનારા કસાઇ હરામી વરોનુ નાક કાપો કે જેથી કન્યાના પિયરમા કન્યાની ભીખ માગવી મટી જાય!

ભીખ માગનારા વર નથી પણ વરને પાને પડનારી વહુ છે વરનો પગ પૂજી કન્યાદાન આપનાર કન્યાના માતાપિતા છે દીકરીઓના વેચાણથી ઘરબાર ચલાવનારા ગુલામી ધધો કરનારા તારા માબાપ જેવાં હરામખાઉ કન્યાધન ખાનાર માબાપો છે.

હાથે કરી પૈસા આપી પોતાના ભાણામા ધૂળ નાખનાર, વારવાર વગર બોલાવ્યે ઘરના ઉમરા ભાગી નાખનાર, એકથી સંતોષ નહીં રાખના બીજી બેડી પગમા પહેરનાર અને પગે લાગી, માથાં નમાવી, મોમા તરણા લઇ નાણાની કોથળીઓ બક્ષીસ કરનાર તમારા જેવા લાચીઆ પાપીઆ અને ફીમીયાગર કન્યાની ભીખ માગનાર ભિખારી ધણીઓ છે.

ઓ કુલટા તારા માબાપે પગે લાગીને તને મારી સાથે પરણાવી છે સમજી ?

મૂઆં મારા માબાપ કે તમારા જેવાના પાને મને પાડી ?

ઓ દુષ્ટા શા માટે માબાપને ગાળો ભાડી પાપમા પડે છે!

ધિક્કાર છે તમારા જેવા ધણીઓને કે જે વિના વાકે વિના કારણે અને વિના કજેશે તથા છતી વહુએ જે એક જીવતી ઉપર બીજી પરણી જુનીનો ભવ બાળે છે, પોતે બળે છે અને નવીને ચિત્તામા ઝીકે છે!

ઓ મૂર્ખ! હુ તારો ધણી થાઉ! જરા સમજ? હુ તો તારો પૂજ્ય છું.

તમારા જેવા પાપીના પનારે પડી હું પસ્તાણી !

મને શું કામ પાપી કહે છે? કહે તારાં માબાપને પાપી કે જેમણે શૅાક્ય ઉપર તને દીધી ?

મૂઆં મારાં માબાપ કે તમારા જેવા સાથે મને પરણાવી સંસારમાં જીવી નજીવી કરી !

હવે ઝેર ખાઈ મરી જા એટલે છુટી થઇશ.

હા તમારા જેવા કાળની જાળમા રહુ તેના કરતા હુ મરી જાઉ તો છુટી જાઉ !

કુલટા હવે જરા ડાહી થા. તુ પુખ્ત ઉમ્મરની થઇ! તને દિવસે દિવસે છર આવે છે કે નવી જુવાની આવે છે, કે ડહાપણુ આવે છે કે છકેલપણુ આવે છે ?

હવે તો મોત આવે તો સુખી થઇએ !

ઓ દુષ્ટા હાથે કરી તારો સંસાર શું કામ દુ:ખી કરે છે ! હવે તારે ઘર માડવુ છે કે નહિ ?

મારે તો મારા નામની મોકાણ માડવી છે !

આ તારૂં ડહાપણ ! આ તારૂ ભણુતર અને આ તારા મા બાપની કેળવણી કેમ ?

મારૂ ડહાપણ તમારા જેવા સાથે વરાવી માબાપે ધૂળમાં નાખ્યું છે ! મારૂ ભણુતર તમારા જેવા સુધારાના શત્રુ સાથે જોડી ભૂલાવી દીધુ છે, અને કેળવણીને શૅાક્યની શૂળી ઉપર દઇ કલંકિત કરી છે !

વાહ વાહ આર્યભુમિની આર્યસ્ત્રી ધન્ય છે તારા વિચારને !

આર્યભૂમિના આર્યસ્વામિ વિના કારણે એક ઉપર બીજી કરનાર ધન્ય છે તમારા આચારને !

જે દેવાશી ભૂમિમા સાધ્વી સીતા પાકી, પતિવૃતા તારા પાકી, અને સન્નારી દમયંતી પાકી તે ભૂમિની પવિત્ર સ્ત્રીના અવતાર શ્રીમત કન્યા ધન્ય છે તને !

જે ભૂમિમાં રામ પાકયા, હરિશ્ચંદ્ર પાકયા, નળ પાકયા અને અર્જુન પાકયા તે દેવભૂમિના દેવપુરૂષ ધન્ય છે તમને !

તુ તો સાધવી સતીઓની ભૂમિમાથી પાકેલી કેમ ને ? તે વિના ધણીનો તિરસ્કાર કોણ કરે ?

રામચંદ્ર નળ અને હરિશ્ચંદ્ર જેવા સત્યવાદીઓની અવની-માથી ઉત્પન્ન થએલા આપ કેમ ને ? તમારા વિના પરણેતરના પ્રેમનો કોણ તિરસ્કાર કરે ? તમારા વિના જીવતી સ્ત્રી ઉપર બીજી કોણ કરે ?

એ મૂર્ખ મે જે બીજી સ્ત્રી કરી છે તે મોજશોખ સારૂ કરી નથી પણ સતાન પ્રાપ્તી સારૂ કરી છે !

આ છોકરા બધા રસ્તામા રઝળતા પડયા છે ! આ વાડામા ઢેર ઢેર ઉગી નીકળ્યા છે તે તોડી લ્યો, વીણી લ્યો ! તમારા નસીબ પર નજર કરો ! કોડીઆ જેવા કપાળ પર હાથ ફેરવો ! તમે એકને નવ ઠારી, એકને ના રીઝાવી, અને એકને પ્રસન્ન ન રાખી, તેનાથી જ્યારે છોકરા ન થયા ત્યારે બીજીથી શુ થશે ? બીજીને શુ ઠારશો ? શુ રીઝાવશો ! જાઓ જાઓ માની સોડમા ભરાઇ માવડીઆ બનો માવડીઆ ! બાપના બોલની કાવડ લઇ ગામમાં ભટકતા ફરો એટલે છોકરા થશે ! ઓરડામા પેસી મા

આગળ હાથ જોડી ઉભા રહો એટલે ઇશ્વર અદ્ધર છોકરાં નાખશે?

ઓ દુષ્ટા હુ કોણ?

સ્ત્રીઓના લોહીના તરશ્યા એક કેશરી! બાળાઓને ગરદન મારનાર કસાઇ!

અરે હુ તો તારો પતિ!

પત્નીના પ્રેમનુ વેચાણુ કરનારા એક વહેપારી! ગોરીઓને કુળની જાળમા ફસાવી પરણેતરના ગાડામાં ભરી ગુલ્લામી ધધો કરનારા પતિત, અતિત?

હું પતિત? અતિત? રાડ હવે તારૂં મોત ભમે છે મોત?

એકના પ્રેમથી પતિત થયા ને બીજીના પ્રેમના અતિત થયા! હવે કહો જોઇએ તમે કોણુ?

વાહ તારી વિદ્યા!

મારી વિદ્યા પણુ શરમાય છે!

તને ધરણી કેમ ગળી જતી નથી?

હાય હાય જો ધરણી માતા આર્યેસસારની કોમળ કગાલ કન્યાઓને ગળવા માડે તો કન્યાઓ શૅાક્યની શૂળી ઉપર વીંધાતી બધ થાય!

દુષ્ટા ચુપ થા બોલતી બધ થા " કહી સોટીએ સોટીએ ભાનુશકરે કાન્તાને સારી પેઠે મારી, કાન્તાએ કુટીભાગ્યું અને ધમરાણુ કરી મેલ્યુ, છેવટે ભાનુશકર કટાળી થાકી શયનભુવનની બહાર ગયો ક્રોધનો માર્યો રાતો પીળો થઇ ગયો, તેના કાક સુભાગ્યે તેના પિતા બેચાર દિવસથી બહાર ગામ ગએલા હતા;

તેની મા અત્યારે ભર ઉંઘમાં હતી; કલેશમાં ને કલેશમાં રાતના બાર વાગી ગયા; શાન્તા છેક હેઠે પરસાળમાંથી જાગી ઉઠી હતી, તેનુ મન ઉપર આવવાને ઘણુ તલસાતુ હતુ પણ વચલે મેડે સાસુ સૂઇ રહેતી હતી તેથી બીકને લીધે ઉપર જવાયું નહીં; ભાનુશંકરને ઘણો કલેશ થએલો જોઇને તેની આંખમા આસુ આવી ગયાં, તેનું મન ભાનુશંકરને વાસ્તે ઘણુ બળવા લાગ્યું, આખરે લાચાર બની પથારીમાં પડી, ગભરાઈ ગઇ; સવારમા આ બધુ તોફાન જ્યારે સાસુ જાણશે ત્યારે મારા ઉપર બધુ આવી પડશે, મારી શિખવણીથીજ કાન્તાને માર પડયો છે એમ જાણી સાસુ મારી ધૂળ કાઢી નાખશે આવા ગભરાટમા શાન્તા પડી ગભરાઈ ગઈ, તેને એકદમ ઉધરસ ચઢી આવી, ઉધરસને લીધે ભાનુશંકરને શાન્તા પાસે જવાનું મન થયું કાન્તાને પરણ્યા પછી ભાનુશંકરનું મન પોતાના શયનભુવન ઉપરથી ઉતરી ગયુ હતુ, જ્યારે શાન્તા તેની પાસે સૂતી હતી ત્યારે તેને શયનભુવન સારી રીતે ગમતુ હતુ, શાન્તા વિના તેને સર્વત્ર શૂન્યકાર લાગતુ. ભાનુશંકર કંટાળી ક્રોધે ભરાઇ મેડેથી હેઠે ઉતર્યો અને બારણુ ઉઘાડી શાન્તા પાસે ગયો; શાન્તા ભાનુશંકરને જોઇને પોકે રોતી બાઝી પડી અને તેને દિલાસા ઉપર દિલાસા આપવા લાગી. પ્રેમી દંપતી પળવાર સુધી રોઇ ગયા અને બંનેને ડુમા બાઝી ગયા, બેચાર મિનિટ સુધી અબોલાં રહ્યાં અને છેવટે શાન્તા વિખુટી થઇ. ભાનુશંકરને પોતાની પથારીમા બેસાડયો અને તેને ઠંડુ પાણી પાઇ ટાઢો કર્યો, ભાનુશંકર પથારીમાં આડો થયો અને શાન્તા તેના ચર્ણ ચાંપવા બેઠી.

આશરે અર્ધા કલાક સુધી બંને જણાં ચુપ રહ્યાં, છેવટે ભાનુ પથારીમાંથી બેઠો થયો અને શાન્તા પ્રત્યે કહેવા લાગ્યો;

"શાન્તા શાન્તા હુ હવે શું કરૂં ?

નાથ ધીરજ ધારો. આમ ઉતાવળા ન થાઓ. હજુ કાન્તા બાળક છે, તપી ના જાઓ, સમજાવી ફોસલાવીને કામ લ્યો. હું પણ તેનાજ જેવી ઉધમાતીઅણ હતી. પ્રભુ નારીના ડગલે ડગલે વાક !

શાન્તા આ નવી તો કાંઈ અજબજ પુતળુ છે.

પ્રભુ તમે એકદમ અનુમાન ના બાંધી બેસો. જે છોકરા નાનપણમા તોફાની હોય છે તે મોટપણમા શાણા અને શાન્ત થાય છે અને જે નાનપણમા શાન્ત અને શાણા હોય છે તે મોટપણમા તોફાની કપટી અને પાષાણ હૃદયના થાય છે. કેટલાક છોકરાઓની મુખમુદ્રા દેખીતી વાઘ જેવી હોય છે પણ હૃદય ગાય જેવા હોય છે અને કેટલાક ગાય મુખા હોય છે પણ હૃદય વાઘથી પણ વધારે ક્રૂર હોય છે, માટે નાથ આમ ઉતાવળા ન થાઓ સૌ દહાડે પહાડે સમજશે. જ્યારે અવસ્થાનુ પિછાન થશે ત્યારે તરતજ જ્ઞાન અને સાન ભાન આવશે.

શાન્તા એ બધુ ખરૂ પણ કાન્તા એ કાન્તા નથી પણ કાળા મુખી કાગડી છે તેના ચરિત્ર કુલટા કરતા પણ વધારે કાળા છે. તે મને તો તરખલા સમાનજ ગણે છે !

મોહન ! કાલ સવારે ડાહી થશે. ઘણાજ લાડ પાન અને શ્રીમંતાઇના દોર દમામમા કાન્તા ઉછરી છે એટલે કાક ઉછૃકળ વૃતિની તે હોય એમા નવાઇ નથી, આપ જરા વધારે સહનશીલ

થાઓ અને તેને યુક્તિ પ્રયુક્તિથી કેળવીને મેળવી લ્યો.

શાન્તા શાન્તા તારા મનોભાવ જોઇને મારૂં હૈયું હરખાઇ જાય છે. એક શૅાક્ય ઉપર તારો આટલો બધો પ્રેમ ! ! અહાહા ધન્ય છે તારા અવતારને !

નાથ કાન્તા બ્હેન નાનાં છે અને તમે પુખ્ત ઉમરના છો, તમને જેટલું અવસ્થાનું જ્ઞાન છે તેટલુ તેનામા નથી.

અરે પણુ તેનુ હ્રદયજ પત્થરનુ છે.

નાથ આપ ભૂલ કરો છો. હજુ તે ઉગતુ કુસુમ છે તેથી આપનુ મન તેમનાથી નહીં સચવાતુ હોય તે સ્વભાવિક છે, પણુ તમારે તેની ઉપર નજર રાખી આખ આડા કાન કરવા જોઇએ. ‘ ભાષા અને ભામનીના ’ ગુણુ દોષની પરીક્ષા કરતા સજ્જન પણુ દુર્જન થઇ જાય માટે આપ તેના પર વધારે ક્રોધાયમાન થઇ ન જશો.

હુ એને જોઉ છુ એટલે મારે અ ગે અ ગે જ્વાળા પ્રગટી રહે છે

એ જ્વાળા કાઢી નાંખવી જોઇએ. આપને જ્વાળા ચઢે એ સ્વભાવિક છે, કેમકે જ્યારે વરકન્યા સમાન વય, અને સમાન ગુણુ દોષની અવસ્થામા આવી પરણે છે, ત્યારે અન્યો અન્યના ગુણુ દોષ એક બીજાના મનમા સમજી જાય છે, અને ટુ ક વખતમા પોતાના દોષ બદલીને ગુણુનો વધારો કરી પ્રેમમા તન્મય થઇ જાય છે, અને દુનિયાને ભૂલી જાય છે, અથોત વહુએ નાની હોય છે અને વરએ નાનો હોય છે એટલે એક બીજાના પ્રેમને હ્રદયની સમાનતા બરાબર પ્રમાણુમા રાખીને

ધારણ કરી શકે છે અને સુખી જીંદગી નભાવી શકે છે. જ્યારે વર, વહુ મરી જતાં અથવા સંતાન પ્રાપ્તી સારૂ પુખ્ત ઉમરમાં આવી ગયા પછી ફરી પરણે છે ત્યારે વહુના પ્રેમને વહુના હૃદયની સમાનતા પ્રમાણે પોતાના હૃદયની સમાનતા નહી રાખી શકતા વધારે ઓછા પ્રમાણમા પ્રેમનો સત્કાર કરે છે એટલે વહુ પુખ્ત ઉમરની થતાં સુધી વરથી જુદી પડી જાય છે, અર્થાત વર વહુના ડગલે ડગલે ગુણ દોષ જોતો ફરે છે, માટે સ્વામિનાથ હવે તમે નાના થાઓ અને કાન્તા જેવડા બની કાન્તાના હૃદયના પ્રેમને તમે ધારણ કરો

શાન્તા એ બધુ ડહાપણ કાન્તા જેવી કુભાન્ડી નારીને વાસ્તે નથી પણ ગરીબ કન્યાઓને વાસ્તે છે

અરે હજુ આપને પરણે પુરા બે વરસ પણ થયા નથી તેટલામા કાન્તા તમને કુભાન્ડી કુલટા તરીકે જણાઇ ? નાથ આમ તપી ન જાઓ. કાન્તાને સુધારો, મારા કરતા તે વધારે ડાહ્યા અને વિદ્વાન છે,

અરે બળ્યુ એનુ ભણતર અને બળ્યુ એનુ જીવતર ! એ રાડને પેલી વઠી ગએલી કેસરનો પાસ લાગ્યો છે એટલે તે આ ભવમાં સુધરવાની નથી

જ્યારે નારી ન સુધરે ત્યારે તેમા વાક ધણીનો,

પ્રિયા ગધાડી, ઘોડી ન થાય મૂરખને કદાપિ જ્ઞાન ન થાય.

આ ધારણા તમારી ખોટી છે 'જેનો રાજા નબળો તેની પ્રજા નબળી. જેનો બાપ મૂરખ એનો છોકરો મૂરખ અને જેનો ધણી ખરાબ તેની નારી ખરાબ'! માટે નાથ આપ કાન્તાને

સુધારો નહીંતો તમારી જગતમાં અવગણના થશે. હવે મારા ઉપરથી મોહ કાઢી નાંખો. હુ તો મરવાને ભોંય સૂઘુ છું. માસે બે માસે હું મરવાની તે તમે નક્કી સમજજો. હવે જે સ્ત્રી વિધીએ તમને આપી તેને સુધારી તમારો સસાર સુખમય કરો

શાન્તા મારી વ્હાલી શાન્તા તુ હવે મને મૂકીને આ જગતમાંથી ચાલતી થઇશ! વ્હાલી મારા કીયા પરભવના પાપે તને દુષ્ટ ક્ષયરોગ લાગુ પડયો છે કે આટલી આટલી દવા કરતા તે મટતોજ નથી. શાન્તા શાન્તા તારા વાસ્તે મને ઘણુ લાગી આવે છે પણ હુ શું કરૂ? તારૂ દુખ કેવી રીતે ઓછુ કરૂ? જેમ જેમ દવા વધારે વધારે કરૂછુ તેમ તેમ રોગ વધતો જાય છે. તારા જેવી સાધ્વી સતી હવે મને કયારે મળશે? મારાં માત-પિતાએ તો તારાપર જુલમ કરી નાખ્યો તને શૅાકયની શૂળી ઉપર મે વીધી નાખી! હા મરતા મરતા પણ તને ઠરવાની ઘડી ન આવી!!

નાથ હવે મારો સતાપ આપ મૂકી દો. જે થવાનુ હોય છે તે થયે જાય છે અને જે જવાનુ હોય છે તે જયે જાય છે. તેનો કોઇપણ રીતથી અટકાવ થતો નથી કેમકે

* * *

જમાનામા જરી થાતી નથી કાઇ કાળને પરવા
સદા ચઢતી ળતી બનતી નથી કાઇ કાળને પરવા.
ભલે હો વ્હાલુ કે વેરી નથી કાઇ કાળને પરવા
અમીરો ને ફકીરો એક નથી કાઇ કાળને પરવા

**શાન્તા શાન્તા હવે મારી શી ગતિ થશે ?**

**નાથ આપ અકળાઇ ન જાઓ. શાન્તી રાખો, ધીરજ રાખો. પરમાત્મા સૌ સારાં વાના કરશે, કાલ સવારે કાન્તા બ્હેન સુધરશે અને મારાથી સવાઇ રીતે આપને સુખી રાખશે !**

શાન્તા એ નારીના નાવલા સહાયે હરાયા ઢોર ?

**પ્રિતમ જરા પણ મુંઝાશો નહી, આપ વિદ્વાન છો, નીતિ-વાન છો અને ધર્મિષ્ઠ છો. આપે મોજશોખ સારૂ કાંઇ બીજી સ્ત્રી કરી નથી. જે આશાથી આપ પરણ્યા છો તે આશા અવિનાશી જલ્દીથી સંપૂર્ણ કરશે. હવે મારા ઉપરથી મમતા કાઢી નાખો. હુ મૃત્યુના મુખમા છું. જે પ્રેમ આપ મારા ઉપર રાખોછો તે તમામ હવે કાન્તા ઉપર રાખો. જેટલા પ્રેમથી મને જુઓછો તેટલાજ પ્રેમથી કાન્તાને જુઓ એટલે કાન્તા તરતજ તમને પ્રિયકર અને મધુર થઇ પડશે હુ તો હવે ચાલવા માંડી ! મારી માયા કાઢી નાખો.**

શાન્તા, વ્હાલી શાન્તા તારૂ સુખ મને ઘડી પણ વિસરતુ નથી તારો પ્રેમ મારાથી પળવાર પણ ભુલાતો નથી આ કસા-ઇના ઘરમા તુ જરા પણ સુખ પામી નહી એ જોઇ મારૂ હૈયુ બળી જાય છે. શાન્તા શાન્તા મારી વ્હાલી શાન્તા તારી આવી દશા ? આવી જીર્ણ પથારીમા તારૂ શયન ? આ ઘરના છેક છેલ્લા ખૂણામા તારો વાસ ? તારી માદગી વખતે તારી પાસે કોઈ નહી ? નારી જે સર્વકાળ ધણીની કહેવાય તે ધણીથી પણ તુ અળગી ?

**નાથ હુ તો સર્વદા આપની પાસેની પાસે છુ. મારી કોઇ પણ પ્રકારની ચિતા તમે કરશો નહીં.**

શિવ ! શિવ ! બે નારીના નાથ સદાયે દુઃખીના દુઃખી ! કાન્તાના વચન સાંભળી મારો અશક ઠંડો થઇ ગયો. હવે તે ફાટી ગઇ, વઠી ગઇ, હદ બહાર જતી રહી. મારી તો તલમાત્ર પણ પરવા કરતીજ નથી, સદાકાળ તે પિયરની પિયરજ પડી રહે છે. મે જાણ્યું કે નવી કરીને સુખી થઇશું, જુનીની ખુશામત કરવી મટશે પણ નવી કરતાં જુની મરવા પડી અને નવી મને પી ગઈ. જરા કાઇ ઉંચે અક્ષરે કહેતાં પિયર ચાલી જાય છે. હા....હવે મારે શુ કરવું ? આ સંસારમાં શી રીતે રહેવુ ? શેઠીઆની છોડી પરણતાં આ લાભ મને મળ્યો ! દુનિયામાં હાડ હાડ થયા. તિરસ્કાર ને પાત્ર થયા, હળવા થયા, ભારબોજ ઘટી ગયો અને મૂર્ખમા ખપી સદાને વાસ્તે બેલ માફક હાસીને પાત્ર થયા રાંડને કરોડો વખત સમજાવી પણ અહીઆ આવતીજ નથી. પરાણે પરાણે દુનિયાદારી ખાતર આવે છે તો તરતજ એકાદ બે દિવસ રહી પિયરમા ચાલી જાય છે. જગતની કન્યાઓ કરતાં અવળુ વહન ન્યાતના આગેવાન ગણાતા શ્રીમતોની પુત્રીઓ કરે છે. જગતની તમામ કન્યાઓ જ્યારે મોક્ષનુ ધામ અને સુખનો સાગર સાસરૂ ગણે છે ત્યારે શેઠીઆની કન્યાઓ સાસરાને નર્કનું દ્વાર અને દુ.ખનો દરિયો ગણે છે સ્વામિને જ્યારે બધી સ્ત્રીઓ માથાનો મુગટ અને પ્રભુ માને છે ત્યારે શ્રીમતોની કન્યાઓ સ્વામીને પગનુ પગરખુ અને વગર પૈસાનો ચાકર ગુલામ ગણે છે. જ્યારે તમામ સ્ત્રીઓ સ્વામિનાથની સોટીઓના ઝપાટા અને દુ.ખની ઝડીઓ ખમી આનંદથી મરતા લગી સાસરામા રહીને સુખ માને છે ત્યારે શ્રીમતોની

કન્યાઓ સ્વામિનાથ સો સો વાર પગે પડે, પાણી માગે ત્યારે દૂધ આપે અને આખો દિવસ સુખ આપે તોપણ સુખથી ત્રાસી મરતાં લગી પિયરમા રહે છે. મારા ક્યાં ભોગ લાગ્યા કે હુ શેઠીઆની છોડીને પરણ્યો ? શ્રીમ ોની સતતિ સદા એવીજ હોય દુનિયાના તમામ રંગ અને દુરાચારની શાળા શ્રીમ તોના અવાસોજ છે ટાપટીપ, ઉડાઉપણુ અને સ્વચ્છ દીપણુ એ તમામ શેઠના બાળકોમા છવાઈ ર લુ છે. પોઝીશન, ફેશન, બ્યુટી, રીયલ જેન્ટલમેનપણુ અને વીઝડમ એ તમામ શ્રીમતોના ઘરમાં રહેલુ છે. શ્રીમ નોની છોકરીઓ સદાએ છોકરવાદી રહે છે. જીવતા સુધી તેમને પિયરજ ્યારૂ લાગે છે. સાસરે જતા તેમને તાવ ચઢે છે વર વેચીને મોજ મારવી એ તેમનો સ્હેજ સરલ નરમ સ્વભાવ થઈ પડ્યો છે. હદ ઉપરાત લાડપાન લડાવવાથી, પાણી માગે ત્યારે દૂધ આપવાથી અને મનગમતી છુટ આપવાથી શ્રીમ તોની પુત્રીઓ સાસરાને હમેશા શૂળી સમાન ગણે છે સાસુ સસરાને જમ ગણી ધણીને ઢોર મા ી બેસે છે. શ્રીમ તોની લાડઘેલી લાડકીઓ ધોળે દિવસે ઘરમા અનાચાર કરતાં આચકો ખાતી નથી દુનિયાને માથે લાત લગાવી વરને વેચી પર નર સાથે પ્રીત કરતા પાછી પાની કરતી નથી શ્રીમ-તાઇવાળા સાસરાના ઘર જમાઇઓ છેલ છબીલી છોડીઓની જીદગીભર ગુલામગીરી કરે છે કુળવાન શ્રીમ ત ધાચીને ઘેર શ્રીમ ત પુત્રીની ઘાણી ગરીબ ઘરજમાઇ બળદીઆ રાત દિવસ ચામડાના ચશ્મા ઘાલી પીલે છે. જયન્તીલાલ જયન્તીલાલ તારી પણ મારા જેવી દશા થઇ છે. નર મટી ખર થવુ હોય તો

શ્રીમંતોની પુત્રીઓ પરણો, સાસરામા જઈ ખુશામતના ખાસડાંમાં હાજી હાના ફ્રૂધથી જમાઇ ચોખા ખાવા હોય તો શેઠીઆના જમાઇ બનો. ધોળે દિવસે ગુલામ બની સાસુ મા અને વહુ મડમ સાહેબની સલામ ભરવી હોય તો શેઠીઆના ઘર શોધો ! ડગલે ડગલે પગલે પગલે અડધી રાતે મધ્યાને અને જ્યારે બોલાવે ત્યારે જીજી કરી ખીજમતદારી ઉઠાવવી હોય તો શેઠીઆના જમાઇ બનો ! બારે માસ પરવશ બની સાસરાના ઘરના કામકાજ કરી પેટ ભરવા હોય તો પટેલના જમાઇ બનો ! રાત દિવસ ગદ્ધા વૈતરૂં કરી માથે સાળીઓ અને સાળાઓના ટપલા ખાઇ ગુજરાન ચલાવવુ હોય તો શેઠીઆની છોકરીઓ પરણો ! ધણીને ઢોર ગણનારી ગુલામ ગણીને તેની પાસે આખો દિવસ કામ કરાવનારી, માબાપોની આખમા ધૂળ નાખી સુધારાના પવન પર ચઢી લાજ મલાજા છાપરે મૂકી મનફ્ર આચરણ આચરનારી શેઠીઆની છોકરીઓ તમારી પાયમાલી થઇ જાઓ ! વ્યભિચાર રૂપી વિષ્ઠા ખાનારી ધોળી ચામડીની કાગડીઓ શ્રીમત કન્યાઓ તમારૂ સત્યાનાશ જાઓ ! કુદનના થાળ મૂકી લોઢાની થાળીઓ ચાટનારી ખોલકીઓ શ્રીમત બાળાઓ તમારો આર્યાવ્રતમાથી નાશ થાઓ પતિપ્રેમ બગી ચાનો ત્યાગ કરી વ્યભિચાર ઉકરડામા અનીતિનો ચારો ચરનારી ભુડણીઓ શ્રીમત કન્યાઓ તમારો ક્ષય થાઓ ! ગુલાબ ગબરૂ પતિપુષ્પને મૂકી આકડા સૂધનારી અવિચારી અબળાઓ તમારા મોઢા સતાડી દેશ પાર થઇ જાઓ.

નાથ બહુ થયું આજ તો કાન્તા ઉપર સામટા તૂટી પડયા.

એકને સારૂ શેઠીઆના નામની ઝાટકણીજ કાઢી નાખી. આ અન્યાય કહેવાય ?

શાન્તા પુરૂષોત્તમરાયનું કુટુંબજ ફક્ત કુંદન અને કુસુમ સિવાય તમામ બિગડેલું અને સુધરેલ છે. એ ન્યાતનો આગેવાન પુરૂષોત્તમરાયજ આખી ન્યાતની પાયમાલી કરે છે !

વ્હાલા હવે બહુ થયું, રાત ઘણી ગઈ, આપ હવે ઉપર જઈ સૂઇ જાઓ. હવે બે વાગશે.

શાન્તા મને તો ઉંઘ આવતીજ નથી. જ્યારે જ્યારે પથારીમા પડું છું ત્યારે આવા ઉભરા ચઢી આવે છે, આપણી ન્યાતની દયામણી સ્થિતિ જોઇ મારૂં કાળજુ કંપી જાય છે.

હવે આપ સૂઇ જાઓ. વખત આવશે એટલે બધું સુધરશે.

'હવે તુ પણ સૂઈ જા કલેશ કરીશ નહીં શાન્તુ હુ હવે જાઉ છુ

હા પધારો. કાંઇપણ વિચાર કે ચિંતા કરશો નહી. ઇશ્વર સૌ સારા વાનાં કરશે !

ભાનુશંકર ધીમે ધીમે શાન્તાની પરસાળ છોડી ઉપર ગયો, અને શાન્તા પેશાબપાણી કરી પથારીમાં બેસી બે હાથ જોડી સ્તુતિ કરવા લાગી.

*　　*　　*　　*

" અંત સમાનો તુ બેલી, હરી મારો અંત સમાનો તુ બેલી.
મારી સાચવજે પળ છેલ્લી પ્રભુ મારો અંત સમાનો તુ બેલી—૦
ઓસડ વેસડ આવી રહેશે, ને દુનિયા તો મ્હેલશે ઠેલી.
તે સમે ઓ પ્રભુ તારા વિના હશે ઓથ ન એકે રહેલી—૦



ભાગ ૨જો "હે હરી મારા નાથનું સર્વદા કલ્યાણ કરજે" (પાનુ ૧૧૩)

આંસુ વિલાપથી અળગાં રહીને, સઘળા સગા મારા રડશે,
કલેશ કરી મન કલેશ ઉપજાવી, વ્હાલાં વેરી થઇ પડશે—૦
તે સમે માયા થકી મન મારૂ, ઓ પ્રભુ વેગળું ધરજે,
જીવની જેહ ગતિ અતિ સારી, તે ગતી મારી તુ કરજે—૦

સુબોધ ગરબાવળી

હે હરી મારા નાથનું સર્વદા કલ્યાણુ કરજે, અને કાન્તાને સુધારી તેમનો સંસાર સુખમય કરજે! "આતે હૈયાની હોળી કે શૅાકયની શૂળી." મારા નાથને મારે લીધે હમેશા કલેશ થયાંજ કરે છે તો હે પ્રભુ હવે મારૂં પાનું ખોળી લઇ કાન્તા અને મારા નાથને સુખી કરો!!" કહી શાન્તા પથારીમાં પડી!!



# પ્રકરણ ૬ ઠું.

## કહેવાતાં ફુળ કે ફાકવાની ધુળ?

### દોહરા.

નૌતમ નવરંગો કરી વાળે પળમા દાટ,
પ્રેમ ઝુલાવે પ્રેમીને સુખ દુઃખ કરી ખાટ

માન સરોવર ઉપર વિહાર કરનાર રસિક રાજહંસને મોતીના ચારા સિવાય બીજુ કાંઇ ભાવતુ નથી, જંગલમા મંગલ માનનાર કેશરીને સો અપવાસે પણ આમિષ્ય સિવાય બીજુ કાંઇ ગમતું નથી, તૃષાતુર ચાતકની સ્વાતિ બિંદુ સિવાય બીજા કોઇથી તરસ છીપતી નથી તેમ પ્રેમના પંથે ચડેલા પાન્થને પ્રેમ સિવાય બીજુ કાંઇ રૂચતુ નથી.

રસરાજના દર્શન થતા કાંઈ નાદ અદ્ભુત લાગતો,
રગ રગ વિષે રોમાંચમા ઝણકાર જાદુઈ જાગતો,
ગુલતાન અંતર તાનમા જગ જાળને જીવ ત્યાગતો,
મન ભાવના મંગળ મણી પ્રતિદીન પ્રેમે માગતો

ડાહ્યાભાઈ જોગી

ઉભરાતુ દૂધ, ઉગતું યૌવન, તુલસીનો છોડ, સરપનો ભારો, નાનું બાળક, અને કપુરનો કકડો સાચવવા મુશ્કેલ છે તેમ કુંવારી કન્યા જાળવવી તે પણ કઠીન છે.

*  *  *

" કન્યા વિક્રયના ધનથી નથી સુખ સાચુ મળતુ,
હોય કદાપિ જો પૂર્વ પુન્યનુ તોપણ તે ટળતુ–૦
રક્ત માસ દુહિતાના ખાઇને ભલે પાપી ફરતા,
નાગડધિન્ના કન્યા દામે પ્રતિદીન કરતા,
ધરી મુછપર લીંબુ કાળુ કરતા નહી ડરતા,
ગાડી ઘોડે મેલ કરીને ગર્વ ઉર ધરતા.
ચાર દિવસના ચટકની સુખમા ભાગ્ય પાણી ભળતુ,
કીડા પડી કાયામા માનવી શ્વાન સમુ ટળતુ–૦

કુદન, કુદન હવે તારૂં ટાયલુ જવા દે મેં તને સુખના શિખર ઉપર મૂકી આજ પ્રભાતમા તારો વિવાહ હિમતરાય સાથે મે કર્યો !

બાપુ, મારા વ્હાલા બાપુ હાથે કરીને શું કામ મને મારી નાખો છો ?

દીકરી તને મારતો નથી પણ ઉગારૂ છુ.

બાપુ ઘડપણમા શુ કામ હાથે કરીને કાળા કોયલા ઘસો છો ? મરતા મરતા તો હાથને ઉજળા રાખો !

હુ તો સદા ઉજળો ને ઉજળો છુ

મારા પ્રાણ જાય તો ભલે પણ હું હીરાલાલ સિવાય કોઇને પરણવાની નથી ? તમે જો હવે મને વધારે સતાવશો તો મારા જીવનુ જોખમ થશે !

આ કાક તો પ્રભુનો ડર રાખો. ચારને ચિત્તામા નાખી એકને તો ચૉરીમા વળાવો

મા દીકરી બોલતા બોલતા બહુ ફાટી ગયાં છો!

પિતાજી એકવાર તો કંકુના હાથ કરો! શું કામ મારા ભાગ્યમા ધૂળ નાખા છો?

તારા ભાગ્યમાં તું જ હાથે કરીને ધૂળ નાખે છે! મે તો તારા વાસ્તે બાવીસે ઘરના છોગાનો કુળવાન વર જોયો!

પિતાજી બળ્યું એ કુળ! એ કુળમા ધૂળ પડી!

મૂરખી તારા જીવતરમાજ ધૂળ પડવાની છે તે વીના તું આટલી બધી હઠ લઇને બેસે નહીં. હવે તારૂ બુરૂ થવાનુ છે. વિનાશ કાળે વિપરીત બુદ્ધિ!

બાપુ આ ગજબ થાય છે! કાળ કાળનુ કામ કરે જાય છે,

* * *

‘ આહા આ શું કહણું કળિનું જામિયું જોર આજે,
સાચા શત્રુ સ્વજન સઘળા દેખીને દીલ દાઝે.
નાઠા ગાઢા ધરમ ધરથી ન્યાય તો નાશ પામ્યો,
નાઠી બુદ્ધિ અશુદ્ધ રૂઢીનો શોક સર્વત્ર જામ્યો

કવિ મહાસુખરામ

પિતાજી હજુ પણ હું કહુ છુ કે એ લગ્ન રહેવા દો કુળનો આસુરી વિવાહ તમારી દીકરીના કલ્યાણને વાસ્તે ફોક કરો! બાપા આ તમારી દુર્બુદ્ધિ છે!

હા, હા હા, છો અમારી દુર્બુદ્ધિ રહી! છો અમને પરમેશ્વર ગળી જતો બસ મે જે કર્યુ છે તે સોળ વાલ ને એક રતી છે. તારે જેટલા છોડા છડવા હોય તેટલા છડી લે.

મારા વ્હાલા બાપુ, વાડ જ્યારે વેલાને ગળશે ત્યારે મોંઘી વસ્તુ ક્યાંથી મળશે? માતા જ્યારે પોતેજ પોતાના બાળકને બાશે ત્યારે શ્રૃષ્ટીમા કોણ જીવતુ રહેશે? રાજા પોતેજ જ્યારે પ્રજાને લૂંટી લેશે ત્યારે ન્યાય કયા મળશે? સત પુરૂષો જ્યારે કુડી નજર કરશે ત્યારે વરસાદ કેમ વરસશે? તમારા જેવા પવિત્ર બ્રાહ્મણો જ્યારે આવુ અન્યાયનુ પગલું ભરશે ત્યારે બીજી કોમો કેમ સુધરશે? બ્રાહ્મણ જ્ઞાતિના અગ્રેસર આગેવાન પટેલ શેઠ થઇને જ્યારે આવું અધમ કાર્ય કરશે ત્યારે ન્યાત શી રીતે નિયમમા રહી શકશે? અત્યારે તમે તમારી નિર્દોષ પુત્રીને કુળના કાંટામાં ઝીકી બાળી મેલવા તૈયાર થયા છો તેથી શુ તમને ખરી મોટાઇ મળવાની છે? ના ના પસ્તાવાના સાગરમા પડવાનુ છે. રાજી થઇને રડવાનુ છે. જ્યારે તમારે આવુ લાકડે માકડુ જડવુ હતુ ત્યારે મને શુ કામ ભણાવી? બાપુ સમજો, સમજો આતો અન્યાય છે, અધર્મ છે

છોકરી તુ ભણી છે પણ ગણી નથી. ભણ્યો કણબી કુટુંબ બોળે એવો ઘાટ શુ કરવા કરે છે? મે જે કર્યુ છે તેમા તુ સારી દેખાઈશ આખી ન્યાતમા બા બા થઇને ફરીશ!

બાપા હુ પોતેજ સારી નીવડીશ ત્યારેજ સારી દેખાઇશ. તમને તમારી પુત્રીના હિતનો વિચાર કેમ નથી આવતો? શુ તમે તમારી પુત્રીને વૈધવ્યરૂપી વડવાનળમા મૂકવા અત્યારથી તૈયાર થયા છો? શુ તમે તમારી પુત્રીને નિરંતર આસુ ગાળતી જોવાને ઉછેરી છે? કઠોર હ્રદયના પિતા હુ તમને શુ કહુ?

કહે કહે તારે જે કાઇ કહેવું હોય તે કહી લે! બે ચાર

ગાળો ભાંડવી હોય તો ભાંડી લે. આ ઘરડા બાપને મારવો હોય તો બે ચાર લપડ થપડ મારી લે! મા દીકરી ભેગાં થઇને મારો ઘોઘળો દબાવી નાખો!

બાપુ મારા વ્હાલા બાપુ આ કોમળ મૃગલીને સિંહના મુખમાં મૂકતાં કાંક વિચાર કરો! આ ગરીબડી ગાયને કસાઇને બારણે બાંધતાં પાછા ફરો. આ નિર્દોષ અવાજ વગરની અજાને વાઘ આગળ ધરતાં કાંક મમતા લાવો! આ નાજુક વેલીને હાથીના પગ તળે કચરાવાના કોડ ના ધરો. એક સુંદર ગુલાબને ધગધગતા અંગારામા નાખતા કાંક આંચકો ખાઓ. મરણને શરણ પડેલા ખોખલા સાથે તમારી દીકરી પરણાવતા કાંક પ્રભુનો ડર રાખો!

આ દીકરીના કાલાવાલા પર કાંક કરૂણા લાવો હજુ પણ હું કહું છું કે હિંમતરાયનો વિવાહ ભાગી નાખો અને હીરાલાલ સાથેનો સંબંધ બાંધી કુંદનને સુખી કરો!

અરે દુષ્ટા એ તે કરાય? ધાન્ય તો ઢેડવાડે પણ હોય તે શા કામનું? હિંમતરાયની આબરૂને તું કાંઇ જાણે છે, અત્યારે એના છોકરાના હજાર ઉપજે સમજી? પેલા માગણ હીરાલાલને આંગણે બંધાય! રાડ કાંક તો વિચાર કર?

ત્યારે ઉછરતી બાળા એક મડદા સાથે પરણાવાય? મુક્તાનો હાર મર્કટની કોટે ન ખાય? પાડાને કાંઇ પાનના બીડા હોય? ગધાડાને ઘેબર અપાય? તમે તમારા સ્વાર્થમા આંધળા થયા છો પણ અંતે તમારો સ્વાર્થ તમનેજ ખાશે યાદ રાખો,

“પુન્ય પાપ પરખે નહીં, છાની મારે થાપ
અંધ સ્વાર્થી જગતમા, ડસે બનીને સાપ”

બેશ, બેશ રાંડ બેશ વિવાહના કામમાં તુ શું સમજે ? રાડ એના કુળ તરફ તો નજર કર !

બાપુ તમે નીચેના કાવ્ય તરફ તો નજર કરો ! કુળને કરવું શું ? શું કુળનાં બાચકા ભરવા ? ઘરમા બાજરી ના હોય ત્યારે કુડીઆને ત્યા જઇ કુળને વટાવવુ ? રોટલા કરવાને લાકડાં ન હોય ત્યાં કુળને ચુલામાં ઘાલવુ ? પહેરવાના લુગડાં ન હોય ત્યાં કુળને ચૌટામાં જઇને કાપડીઆને ત્યા વેચવુ ? કુળને કરવું શું ? કુળ શું ખાવા પીવામા પહેરવા ઓઢવામાં સુખ દુ:ખની વખતે વટાવવાના કામમા આવે છે કે શા કામમા આવે છે કે જેથી તમે કુળની આટલી બધી હિમાયત કરો છો ? જુઓ સાભળો.

* * *

જે કુળ જગતમા ગર્વ ધરી મનમા મલકાય અતિશય ભારી,
જે કુળમા નથી સુખનુ સાધન તે કુળમા ધુળ નાખી નિહાળી—૦
જે કુળ આપ ઉચાઇમા રાચીને અવર ગણી તુચ્છ મુકે છે ટાળી,
જે કુળમા મુળ સાસા છે સર્વના તે કુળમા ધુળ નાખી નિહાળી—૦
જે કુળમા નથી વાસ વિદ્યા તણો જે કુળમા નથી રીત રસાળી,
જે કુળની જાત વાત કરે કુડી તે કુળમા ધુળ નાખ નિહાળી—૦
જે કુળ જગ તણુ કરજ ધરે શીર આડી વાટે જઇ જાત અફાળી,
જે કુળ કન્યા વટાવે આ વિશ્વમા તે કુળમા ધુળ નાખ નિહાળી—૦
જે કુળ સ્વારથમાંહી મચી કરે કાર્ય કપટના કુટીલ કપાળી,
પાય ધરે બહુ પેચ પટલ થઇ તે કુળમા ધુળ નાખ નિહાળી—૦
કાંઠુ કહે ભ્રમણામા ભમો શીદ કેરી કહે કેમ નામ ન મારૂં,
પારખુ પાસ થશે ખાસ ખલ્કમા **શંકર** કહે કોણ સારામા સારૂ—૦

કુંદન ચપટી ભરીને તારી માના મોમાં ધૂળ નાંખ? રાંડ ઘરડી ગધાડી થઇને કાંઇ વિવાહના કામમા સમજતી નથી. રાંડની સાઠે બુદ્ધિ નાઠી. રાંડ હિંમતરાય તો જ્ઞાતનો પટેલ છે. પટેલ? પાચ પેઢીથી એના કુળની પટલાઇ ચાલી આવે છે. એની ગૃહસ્થાઇ આગળ આપણી ગૃહસ્થાઇ પાણી ભરે છે.

અરે બળી એની ગૃહસ્થાઇ અને બળ્યું એનું કુળ? તમે કુળમાજ બધુ ધૂળધાણી કરવા બેઠા છો!

તો રાંડ એતો ન્યાતનો ખરો શેઠીઓ કહેવાય શેઠીઓ?

અરે મૂઓ એ શેઠીઓ!

*　　　*　　　*

છપ્પય છંદ.

ટળો નાતનો શેઠ ઝેર ઝાઝું જે રાખે,
ટળો નાતનો શેઠ સહુ શીર આળો નાખે
ટળો નાતનો શેઠ ગરીબને ડાબી મારે,
ટળો નાતનો શેઠ હરામી હરવુ ધારે
ટળોને શેઠ પટલીઆ ઢોંગે ધુતી ખાયછે,
દીકરી દીવા શેઠ નટી જડામુળથી જાયછે

વ્યાસ વલ્લભરામ

હવે વગર મોતે તમે મરવાના થયા છો? મા દીકરી હવે વાયરે ચઢયાં છો પણ વાયરો નીકળી જશે.

બાપુ પટલાઈ શેઠાઇ ગૃહસ્થાઈ અને કુળાભિમાનની ખાલી હિમાયત જવા દો. શેઠીઆ નાતમા શુ સુધારો કરે છે તે હવે આખી નાત જાણે છે. વખત આવશે ત્યારે નાત ભેગી થઇ જશે અને શેઠીઆનાં ડાચા તે વખતે પહોળાં થઇ જશે; કેમકે

*　　　　*　　　　*

### છપ્પય છંદ.

ગેડ નાતના જોર દેહ ત ચડાળ સરખા
જોઈ શાત્ર પુરાણ પાપીને પતીત પરખ્યા,
શત્રુ કોનો ન થાય થઈ વ્હાલા વેર વાળે,
નેહ કરી દે છળ જીવ બહુ જનના બાળે,
ગેડ પટલ બની આપથી પક્ષપાતી વિદ્યા ભણ્યા,
તેહવા ગેડને જાણવા ગદ્ધીએ ગધ્ધા જણ્યા

વ્યાસ લક્ષ્મનરામ

દીકરી જ્યારે તારા સારૂ હુ કુળવાન ધનવાન અને જ્ઞાતિનો આગેવાન વર જોઉ છુ ત્યારે તુ મને ગાળો ભાડે છે કેમ ? જા હવે તારાથી થાય તે કરી લેજે ! મે કર્યું તે સવાવીશ છે, હવે કોઇ દિવસ તે પોણીવીશ નહી થવાનુ !!

બાપુ આવી ખોટી પતરાજી શાને કરો છો ? શુ કામ અમને ગરીબ મા દીકરીને જીવતા પ્રજાળી મૂકો છો ! જુઠી હિમાયત શા સારૂ કરો છો ? તમારી પાસે હવે ઘણો પૈસો છે. હવે કન્યાધનને તમારે શુ કરવુ છે ? આ આવડી મોટી હવેલી છે તોયે હજુ તમે ધરાતા નથી આ ગારને વટાવી અપજસના ગાસડા બાધ્યા હવે છેલ્લી વખતે તો કાક સારૂ કરી લ્યો ?

ઓ દીકરી હુ જે કાઇ કરૂ છું તે તારા કલ્યાણને વાસ્તેજ કરૂં છુ. હિમતરાય જેવો કુળવાન શેઠ આપણી આખી ન્યાતમા એકે નથી.

બાપા મૂઆ કળીયુગના કુળવાન શેઠીઆ ! બળી તેમની પટલાઇ ? કુળવાન કોણુ કહેવાય તે તમો જાણો છો ?

હુ તો હવે બધુ એ ભૂલી ગયો. તું જાણુતી હોય તો કહી બતાવ !

પિતાજી જે માણુસ જ્ઞાતિની અને દેશની સાચી ભક્તિ કરે તેજ ખરો કુળવાન ? બાકી બીજા બધા હેવાન અને શ્વાન! જેણે ભણી ગણીને, વ્યાપાર રોજગારથી, કળા કૌશલ્યથી, ભક્તિ નીતિથી, અને બહાદુરીથી પોતાનું પોતાની નાતનુ અને પોતાના દેશનું ભલુ કર્યુ છે તેજ ખરા જીગરથી તમામ લોકોમાં કુળવાન જ્ઞાત્યાભિમાની, દેશાભિમાની અને આગેવાનોનુ માન મેળવે છે, અને તેજ દરેક ઠેકાણે માનથી અને ધનથી પુજાય છે તેના વ શથીજ કુળવાન અને આગેવાનનુ માન અને પદ મળ્યા કરે છે નાતમા કાળા ધોળા કરી અને ઉ ધા ચતાથી લોકોને અટમ સટમ સમજાવી કુપામા હાથ મુકાવી નાણાંની કોથળીઓ હજમ કરવી અને ગરીબોને ગરદન મારવા તેનુ નામ શેઠાઇ નહી, અને તેનુ નામ શેઠ પણ નહીં, તે તો એક શઠ કહેવાય અને શઠપણુ કહેવાય ! પારકા પૈસે અને પારકા બળે નાતો કરી નાતમા વાહ વાહ કહેવરાવવું તેનું નામ ગૃહસ્થાઇ નહીં પણ ભીખારીવેડા કહેવાય એવા જુઠા અને દાભિક કુળવાન શેઠીઆને વાસ્તે એક સાક્ષર ઉદ્દગાર કાઢે છે, જુઓ સાભળો,

*  *  *

ગરબી.

આજ કળીયુગના સાગરે શેઠીઆ
ભુતડાની પેરે ભમનારારે શેઠીઆ,
દીન જનને દમનારારે શેઠીઆ,
ઝઘડા કરી જમનારારે શેઠીઆ,

લોકોના ફોકડા ફુલાવી ફોકડા,
થાપણના થોકડા ઓળવી કોકડા,
એકડા પેરે આઝનાગરે શેઠીઆ,
બીજાનો બોજ ભાજનાગરે શેઠીઆ,
લાતે લડે ન લાજનાગરે શેઠીઆ
મોટાઈ માગીએ, ન્યાતોને ભાગીએ,
ગન દીન જાગીએ, ટટા ન ત્યાગીએ
ભાવે ભમાવીએ ભોળારે શેઠીઆ.
દીનને દેખાડીએ ડોળારે શેઠીઆ,
છાના ગગડાવીએ ગોળારે શેઠીઆ,
તોફાની કરીએ ટોળારે શેઠીઆ,
મોટાઈ ખચીએ, દીકરીઓ વેચીએ,
ગફડાને ગેમીએ આખડીઆ મેચીએ,
દીકરાની લઈએ પેગમણીરે શેઠીઆ
કાતો વેવાઈને વઢયા તણીરે શેઠીઆ,
તોયે અમે સૌથી શિરોમણીરે શેઠીઆ,
અમારે માથે કો નહિ ધણીરે શેઠીઆ
ફરી ફરી પરણનારે એ ત્રણ કે ચારવાર,
એકઠી કરીને નાર રઝળતી ઠાર ઠાર
કરી ધ્યાન લગડા ન આપીએરે શેઠીઆ,
અન્નની પીડાએ અદાપીએરે શેઠીઆ,
હુકમનામે હદ કાપીએરે શેઠીઆ
જખમારી પછીથી ટાપીએરે શેઠીઆ
અમારી દીકરી નારિ જાય નીસરી

વિધવા વિકરી કરમો કુડા કરી
જાય તો અજાણુ કરી રાખીએરે શેઠીઆ.
ન્યાત બહાર તેને ન નાખીએરે શેઠીઆ,
બીજાની વાતો ભાખીએરે શેઠીઆ,
ડંડ દેવાની હામ રાખીએરે શેઠીઆ
અગનાસ્ત્ર ફુકીએ મતીગ ન મુકીએ,
ભાગ તણી ભુકીએ ચેની ન ચુકીએ,
દેવતાને નામે દેવ બાળીએરે શેઠીઆ
પાવનપણામા તોય મ્હાલીએરે શેઠીઆ,
અમે અભાગને ઝાલીએરે શેઠીઆ,
બીજાને નોખા ટાળીએરે શેઠીઆ,
લોકોના શેઠીઆ વૈરીના વેઠીઆ
પ્રપચી પેટીઆ ભુગળીઆ બેઠીઆ,
નામીચા નાતમા નામ છેરે શેઠીઆ,
એવા અભાગ કામ છેરે શેઠીઆ.
સસારમા સુખ ધામ છેરે શેઠીઆ,
અવળાઈનો આગમ છેરે શેઠીઆ

ઇતિ મહાનુભનામ

કુદન તુ તો ભણી ગણીને હદબહાર જતી રહી. બાપના સામુ તડતડ બોલતા શીખી! હવે તુ તારે ફાવે તેમ કર, ભેકમા પાણી પડયું છે તે હવે જાદુ થવાનુ નથી.

ત્યારે તમે એ નક્કી સમજી લેજો કે કુદન હવે ઝાઝો વખત જીવવાની નથી

ભણી ગણીને તુ એજ અજવાળવાની છુ જ્યા ત્યા તારે મરવાની વાત છે. મરવા સિવાય બીજી કાંઇ વાત છે?

પિતાજી હવે મારે શા સુખે જીવવું ?

*    *    *    *

જેના જીવન માંહે પાયુ ઝેર વિધિએ,
જીવે તે શા સુખેરે—૦
જેણે પ્રીતિ સીંચી ઉછેરી આવડી કીધી,
જીવનના તતુઓ સાંધી ભજની વીણ હૈયાની,
અરે એ ગાનને પ્રીતે જીવન આ પોષીયુ જેણે,
પાલક મારક થઈને મારે જીવે તે—૦

કવિ મુળજી

કુદન તુ હવે સમજી જા! રાજી થઇને મે જે કર્યું છે તેમાં હા ભણી દે!

બાપુ તમારો દિનમાન ઉડી ગયો છે! લોઢાની પનોતી હૈયે બેઠી છે! તમે હાથે કરીને હત્યારા થવાના છો! જગતમાં તમારાથી જશ નહિ લેવાય! મરતા મરતા તમારી બુદ્ધિ બગડતી જાય છે. આખી ન્યાતમાં તમારી ફજેતી થાય છે તોપણ તમારી આખો ઉઘડતી નથી હવે મારે તમને શુ કહેવું તેની કાઇ સમજ પડતી નથી.

હવે તારે ફાવે તેમ બોલ અને ફાવે તેમ કહે! મે મારો પિતા તરીકેનો ધર્મ બજાવ્યો છે! તારા વાસ્તે જેટલો સારો કુળવાન અને આગેવાન વર જોવાય તેટલો જોયો છે. તારૂ હિત જેટલું ઇચ્છી શકાય તેટલું મે ઇચ્છયુ છે હુ તને હવે છેવટના ઉદ્દગાર કહી દઉ છું કે આજથી ચોથે દિવસે તારૂ લગન મે લીધું છે. તારે જે જોઇએ તે મારી પાસેથી માગી લેજે! જે

કાંઈ લુગડાં લત્તાં ઘરાણા ગાઠાં પહેરવાની મરજી હોય તે તુ કરાવી લેજે! મારી કોઈપણ પ્રકારની ના નથી! બેટા હવે રાજી ખુશીથી રમ અને આનંદમાં આમતેમ ફર, હુતો મારે આ ચાલ્યો!" કહી પુરૂષોત્તમરાય ડોસા તરત ઘરમાથી બહાર જવાને તૈયાર થયા, ચોધાર આંસુ પાડતી રોતી કકળતી કુંદન પિતાને વળગી પડી કાલાવાલા કરવા લાગી.

"બાપા, બાપા, આ દીકરીની જરાતો દયા લાવો! આવી ક્રૂરતા ન કરો! મસાણીઓ વિવાહ ફોક કરો! મારૂ જીવન નષ્ટ ન કરો! કુળના અંગારામાં કુમળી કેળને દહન ન કરો! બાપા હુ તમને શુ કહું. કેવી રીતે સમજાવું, કેવી રીતે તમારા હૃદયમાં દયા ઉપજાવું? પિતાજી પિતાજી આ પામર હરણીની દયા કરો દયા કરો!

દીકરી તુ હાથે કરીને શા સારૂ કલેશ કરે છે? સુખને શા માટે દુખ માને છે? તુ હિંમતરાય સાથે પરણીને અંત લગી સુખી થઇશ, એની તુ પાકી પતિત રાખજે? છોકરવાદી જવા દે, બાળ હઠ મૂકી દે! તારો બાપ જે કાંઈ કરે છે તે તમામ સારૂંજ કરે છે તને કુળ આગરૂ પૈસા અને ગૃહસ્થાઇની ગાદીએ બેસારે છે! બેટા તુ આનંદ કર

બાપુ મારા વ્હાલા બાપુ વૈભવને હુ શુ કરૂં?



* * *

હીરા મોતીને આઢે ક પાથરે બાળા બાળીને બાય
પ્રેમ નદીની માછલી વૈભવ સાગર પાડે કાય—૦
ચંદ્ર વિનાની રાત્ની જીવ વિનાની કાય,



ભાગ ૨જો　　બાપા, બાપા, આ દીકરીની જગતો ક્યા લાવો'　　(પાનું ૧૨૦)

જુવતી જુગતી જોડી વિનાની જગમાં ઝોલા ખાય—૦
બાવળીએ નહિ કોયલ શોભે કાગને મોતીની માળ,
સાકર શું ખર લાયક ધારો સિંહણ સાથ શિયાળ—૦
વૈભવ વાડી વિષે સુખ માનતી પખીણી બની લાચાર,
તાત નહિ કેમ વાત વિચારો ઉર સુખ ન પામુ લગાર—૦
વેલ ઉછેરી વાઢવા માંડી માળી બન્યો મારનાર,
બાળક પાળક છો બળવતા સ્હાયક સરજનહાર—૦
પત્થર સાથે રતન પછાડો જતનથી જાળવ્યુ જેહ,
જગત કહે શું જોઇ પિતાજી આપ વિચારો એહ—૦

ઝવેરી અને નારાયણ—પ્રસ્તાવિક કાવ્ય

છોકરી આટલી બધી છોકરવાદી તુ શા સારૂ કરે છે? હજી તને ગોળ ખોળની ખબર નથી? દીકરી, હિમતરાય એ ગોળ છે કુલીન હીરો છે

બાપુ તમે જેને કુલીન હીરો માનો છો તે કુલીન હીરો નહિ, પણ અકુલીન બિલોરી કાચ છે, નીચ છે, હલકો છે. એના ઘરમાં ગૃહસ્થાઇને ઠેકાણે કેવળ એના નાકની ગંધ છે. તમે અંધ છો. એવા નિરાક્ષરી હેવાનને તમે કુળવાન માનો છો એજ તમારૂં અજ્ઞાન છે પિતાજી એ ગોળ નથી પણ ખોળ છે. તમારા સ્વાર્થનો ચઢેલો ઢાળ છે. આમ પોલુ ચલાવી ગૃહસ્થાઇનો ડૉળ રાખ્યે ડોળા નીકળી પડશે!

બેશ બેશ ચબાવલી તારા ચબાવલાવેડા જવા દે નહીંતો ઝુડી નાંખોશ. દીકરીને જેમ જેમ નમીએ છીએ તેમ તેમ છાપરે ચઢતી જાય છે.

પિતાજી તમે નહીંજ સમજો ! હરિ હરિ હવે મારા કર્મનો વાક છે ! હુ હવે કોને દાદ ફરિયાદ કરૂં ? માતાજી તમે મારા બાપુને નહીં સમજાવો ?

આ દીકરી પર કાક તો દયા કરો ? હાથે ઉછેરેલીને શુ કામ છુદો છો ?

આ બધા કારસ્તાન તારા છે. તુજ હાથે કરીને કુદનને ચઢાવે છે "લે રાડ લેતીજા તારા પાપના ફળ" કહી ડોસાએ ડોસીને લાત મારી ત્રણ ગોઠમડા ખવરાવી દીધા. ડોસી ચતીપાટ બેભાન થઇને પડી, કુદન રોતી રોતી ડોસાને વળગી પડી, ડોસાએ ક્રોધાવેશમા કુદનને ધક્કો મારી સામી ભીતે પછાડી.'

" બાપુ અમને ખુશીથી મારીને જીવન મુક્ત કરો ! !

હુ તને હમણાજ મુક્તિ આપુ છુ તુ અગ્રેજી ભણી-ગણીને આવી જુગ્તિ શીખીને ?

પિતાજી દયા કરો !

દયા ડાકણ છે !

બાપુ આમ છેક નોધારી ના કરો કુળના કુવામા નિર્દોષ કન્યાને ના નાખો ? !

* * * *

' અરે કોઈ કુળ ન જોશો જોઈને છેવટ રોશોર,
નાતને જાતમા વડી વાતો કહી બતાવે પોતીક કુળ,
પટેલ થઇ પચાતો કરે પણ વરમા ખાવાની ધુળ-૦
સહુ પર કરે સારી મોટાઈ વખાણે પરિવાર,
એકનુ નામ વગાવતા જગમા ખોટા હોય પાગપાર-૦

આંધળા બનીને દીકરીઓ દે આપે પહેરામણી પુર,
તોપણ કુલીન કાઢે વાંધા દેખાડે નખળુ નુર–૦
સાસરે ખાસડે મારીને ખાયે બહુ બતાવે બહુ નોક,
સાસુને સપડાવ્યા કરે તારી છોડી પર લાવીશ શોક–૦
આંખના અંધ હૈયા ફુટેલા ઘણા મળે દેનાર,
એ ઘેર જાશે શેઠાણી થાશે એવુ ગણે ગમાર–૦
સાસરવાસા લઇને સાસરે કુળવતા ઘેર જાય
ઓરવા ઓરવા શંખ નાગરણ બહાર ઘણી ફુલાય–૦
છેડા વાળીને છાની રૂએ સુતા પેલા ભવના પાપ,
જમાઇને ઘેર બાંધી છે ગાવડી મરજી માને બાપ–૦
વરડા ગુણહિણા ને નપુશક કુળમા એવા વર,
માગી તાગીને ખાયે કણકીયુ ભોગવે ભાડાનુ ઘર–૦
ગુચ્છો રખાવીને તેલ પાઇનુ ચોળી બનાવે તાલ,
કકડી પાન ચુનાને કાથો માગી મોઢુ કરે લાલ–૦
એવા ધુતારાને દીકરી આપે માબાપો મુઢ લોક,
ઉંચા ઉંચા તે ઉંચા શાના ઉંચી તો ઊંટની ડોક–૦
શુ સમજી સહુ ઉંચા કહો છો ઉંચા તો જુગમા ઝાડ,
તે કરતા પણ ઉંચા કહો તો વન વગડાના તાડ–૦
માટે ઉંચા ન કામના જાણો છાડોને કુડા ચાલ
દામ દઇ દીકરી જો દેશો તો થાશે શાંકયનુ સાલ–૦
ગેડીઆ પાસે પૈસો ખુટે તો લુંટે ઘરની નાર
તેમ ન મળે તો બીજી વેળા પરણવાનો વિચાર–૦
પરણવાથી આવે પેગામણી કહો તેને શુ દુઃખ,
વરસ દહાડાના ટાણાં જમે તેને વેહેલી ભાગે ભુખ–૦

તેમ કરતા દીધેલી દીકરીને પેટ દીકરી થાય,
પાઘડી એને ઘાઘરીએ ધુળ પૈસા માટે વેચી ખાય-૦
દીકરી દો તો જોડ જોઇ ઘા કોઇ ન જોશો કુળ,
કુળેચી કન્યા કુવામા નાખ જે તેનુ જાશે જડામુળ-૦

કવિ મહાસુખરામ

તુ તારી મેળે લવારો કર્યા કર ! હુ તો મારે આ ચાલ્યો !" કહી ડોસા ઘરમાથી રોફભ ધ બહાર નીકળી ગયા, મણીલક્ષ્મી અને કુદન ઝખવાણા પડી ગભરાતા ગભરાતા એક બીજાના સામુ જોઇ રહ્યા ! !

બા આતો ગજબ થયો હવે શુ કરૂ ?

દીકરી ડરીશ નહી કાલને કાલ આપણે ઘર છોડી ચાલ્યા જઇશુ !

માતા મારી વ્હાલી માતા ! આ પાપણીના કાજે આટલુ બધુ તારે દુખ ! હે હરિ હવે મારૂં પાનુ ખોળા લે ! હવે જીવવુ મને સારૂ લાગતુ નથી." કહી કુદન ધડીમ લઇને ધરણીપર ઢળી પડી, મૂર્છાવશ થઇ ગઇ, મણીલક્ષ્મી ગભરાઇ ગઇ ! !

"અરે ખમા મારી નેત્રમણી તને શુ થયું ? બેટા કુદન તારી આ દશા ? "અરેરે આતે કહેવાતા કુળ કે કાકચાનો ધુળ" કહી મણીલક્ષ્મી કુદનને જાગૃત કરવા લાગી ! વાચકો , [illegible] હૃદયને કાંક વિરામ આપો ! !



# પ્રકરણ ૭ મું.

## સુધરેલા લાલ કે વિફરેલા વ્યાલ.

**દોહરો.**

પ્રમ પણચ મન તીરન તાક નેન નિશાન,
ચટાકી મારે કામડી કઠણ પ્રેમના બાણ
કવિ મહાનુભગમ

લોભના પથે જતા યોગ્યાયોગ્યનું જ્ઞાન ભૂલી જઇ ફજેતીને પાત્ર થવાય છે. માયાના પથે પળતા ઇશ્વરનું ધ્યાન ભૂલી જઈ અધમતાને પાત્ર થવાય છે, અને પ્રેમના પથે વિચરતા મનની પવિત્રતા અને હૃદયની કદર ભૂલી જઈ ધિક્કારને પાત્ર થવાય છે

કનક કેરા પરાગના શુભ રંગમાં મધુકર પ્રેમ,
પ્રીતે પુરાઈ કમળમાં નિજ હૃદયમાં નિત્ય હેમ
જાણે ન બળ ભાવિ તણું પળ એક માંહી શું થશે,
હા ની પર ચપાટ પ્રભાત પંકમાં ...... જશે

પરમાત્માએ ઇચ્છા કરી કે પ્રકાશ ઉત્પન્ન થાય, તેથી પ્રકાશ પ્રભા ઉત્પન્ન થઇ, તે પ્રકાશ પ્રભામાં દીગંત ઉદ્દભાસિત થયું, રવિચંદ્ર ખીલી ઉઠયા, વિશ્વસાર

પ્રકાશિત થયો, પ્રકાશનો પ્રભાવ સમજવા માટે પ્રકાશ પાછળ અંધકારની શ્રૃષ્ટિ કરી શ્રૃષ્ટીએ પ્રકાશ તેમજ અંધકાર ઓળખ્યા, પ્રકાશ માટે શ્રૃષ્ટિ વ્યાકુલ થઇ તે દિવસથી પ્રકાશમાં અંધારાની છાયા પડી સુખમાં દુ:ખ છુપાઇ રહ્યું અને આનંદોત્સવ આંસુથી કલંકિત થયો

અલબેલા અમદાવાદના આભૂષણરૂપ મનાયલી, રાયપરના લત્તા બહાર આવેલી, રેલવે, મીલો અને કારખાનાઓથી ઘેરાએલી, વિશાળ વૃક્ષોના ઝુંડોથી વીંટાએલી, અને આસપાસ ચોગરદમ સાગર સમાન કાંકરીઆ તળાવથી રક્ષાએલી, પુરાતની પાદશાહી દોર દમામ દાખવતી સુંદર અને મનમોહક નગીનાવાડી રાજનગરની રાજકીય સાહ્યબી બતાવી રહી છે. પ્રભાત, બપોર અને સંધ્યા સમયના શિતળ સુખના શેરડા રેડતી નગીનાવાડી રાજનગરની પચરંગી પ્રજાની સ્વર્ગીય શાંતી વાટીકા બની રહી છે।

અભ્યાસી વિદ્યાર્થીઓના ટોળા પ્રભાતમા નગીનાવાડીનાં દર્શન કરી આરોગ્યતા અને આનંદ પ્રાપ્ત કરે છે છેલછબીલા નરનારીના જોડા બપોરના નગીનાવાડીની કુંજોના દર્શન કરી એકાંતમા પ્રેમસુખ માણે છે, નોકરી ચાકરી અને વ્યાપાર રોજગારથી વિમુખ થઇ અમલદારો, કામદારો, નોકરીઆતો, કારકુનો પેન્શનરો અને ખાઇપીને ઉતરેલા ચોથી અવસ્થાવાળા ચતુર પુરૂષો સંધ્યા સમયે નગીનાવાડીના દર્શન કરી શ્રમને દૂર કરી વિરામ અને શાન્તિને મેળવે છે

અંગ્રેજી રાજના તહેવાર અને પવિત્ર શાન્તિદાયક દિવસ તરીકે મનાતા રવિવારની સલુણી સંધ્યા સમયે, જયન્તીલાલ

અને ભાનુશંકર નગીનાવાડીના બગીચામાં, ઢાળેલી બેન્ચો પર આડા પડી હૃદયભાવનાની મીઠી મીઠી વાતો અન્યોઅન્ય કરી રહ્યા છે. આશરે અરધા કલાક સુધી ગુપચુપ વાતો કરી બને જણા ઉઠી નગીનાવાડીના ધાબા ઉપર ચઢયા; અને તળાવના પાણી પ્રદેશ પર દૃષ્ટી નાખી કુદરતી લીલા નીરખવા લાગ્યા ધાબા ઉપર અમદાવાદનો સુપ્રસિદ્ધ કોન્ટ્રાકટર એદલજી દોરાબજી વાચ્છા સોનેરી ચશ્મા ચડાવી આવ્યો, અને એક હાથમા ટોપી ઝાલી અને બીજા હાથમા કેઇન ઝાલી ધાબાની કોર ઉપર બેસી બગીચા ભણી નજર નાખવા લાગ્યો. થોડીવાર થઇ નહીં એટલામા એક જોલીબોટ મધુકર અને તેના સુધરેલા દોસ્તોને લઇને કિનારામા દાખલ થઇ, જોતજોતામા મધુકર તેના મિત્રો સહીત બોટમાથી કિનારાપર આવ્યો સર્વે જણા બગીચામા દશેક મિનિટ સુધી આમ તેમ ફર્યા, અને છેવટે ફુવારાવાળા ચોગાનમા બેસી ગપ્પા મારવા લાગ્યા જયન્તીલાલ અને ભાનુશંકર ધાબા ઉપરથી નીચે આવી સુધારા મંડળમા સામેલ થઇ સાહેબજી અને ગુડ ઇવનીંગ કરતા બેન્ચ પર બેઠા. એદલજી કોન્ટ્રાકટર નિરાતે ધાબા પર બેસી આ નવ યુવાન યુવકોના ગપાટા સપાટા સાભળવા લાગ્યો. યુવક મંડળમાના એકે નોકરીની નિરાશાવાળી લાવણી લલકારવા માંડી.

* * *

## લાવણી—રાહ લંગડી.

ગુ જમાનો ગુજર જુઓ છો યાર કરો ઉરમા વિચાર
અતરમા અમુઝાઇ રયા ગુ હાય ગુવો શા ગુણ મોઝાર.

ભલા બાપને ભીખ મગાવી ભણવામા બનીને ગુલતાન,
હાય નોકરી હાય નોકરી હાય કરે શુ હિદુસ્તાન-૦
પાસ પડયા મેટ્રીકને પોથે થયા બીએ બનીને બેહાલ
ભાન રહ્યુ ભવમા ભટકાતુ નોકરી ઉપર ભમવા કાળ
અધાના ઉખાણા જેવુ શુ બેઠા છો ધરીને ધ્યાન
હાય નોકરી હાય નોકરી હાય કરે શુ હીદુસ્તાન-૦
ભણ્યા ગણ્યાનો ભેદ ન જાણ્યો ઉરમા આણ્યો ના આચાર.
શ્વાન સમુ સુખ ભોગવવામા સૈ સાથે થાઓ તૈયાર
મુર્ખ અને પડીત સરવાળાનુ ભાર મચાયુ તેમા ભાન
હાય નોકરી હાય નોકરી હાય કરે શુ હિદુસ્તાન-૦
શંકર કહે સુણો સૈ દુનિયા મધુગઓના એ આધાર
ભણેલાઓને ભીખ માગવી શરમ ભરી છે બલક મોઝાર.
સર્મ વચન જો માને મનથી તો મારગ શોધે ધરી સાન,
હાય નોકરી હાય નોકરી હાય કરે શુ હિદુસ્તાન-૦

મી. શીવશકર તમે લાવણી ઠીક લલકારી આજકાલ જગતમા યુવાનોને નોકરીનોજ મેનીઆ થયો છે

મી બાપાલાલ નોકરીના તાનમાજ ગ્રેજયુએટોએ અને કોલેજીયનોએ કળા કૌશલ્ય અને વ્યાપાર રોજગારનુ સત્યાનાશ કાઢી નાખ્યુ છે. આ ભણીને પાસ થયા કે નોકરીમા વળગ્યા! બસ નોકરી નોકરી ને નોકરીજ !!

મી. ભાનુશકર કેવળ નોકરી કર્યોથી દેશની દરિદ્રતા જવાની નથી તેમ કેવળ વ્યાપાર રોજગારથી દેશને ફાયદો થવાનો નથી. જે પ્રકારે દેશમા દોલત વધે અને પરદેશ તણાતો પૈસો બધ થાય તેવા રોજગાર અને નોકરી ચાકરી કરવાથી દેશને

ફાયદો છે બી. એ. એમ. એ અને એલ. એલ. બીનાં પુછડા લગાડયે દેશનું દળદર ફીટવાનુ નથી કેમકે,

*　　*　　*

## ઝુલણા છંદ.

ન્નીયો દેશની જેમ દોલત વધે એજ આરંભવુ કામ દોડી
ઉંઘ આળસ તજી સાજ સુખના સજી ના પલંગે રહો છેક પોઢી
નવ નવા નિત્ય ઉદ્યોગને આદરો આશ પર નોકરી કેરી છોડી,
એજ ભણીને ભલુ કામ કરવા તણુ જગ કમાણી કરો જીવ જોડી ૦
શુ થયુ ભેદ ભુગોળનો જો ભણ્યા ગોળ વગનો રહ્યા આપ જોઇ
શુ થયુ વાત ઇતીહાસની વાચીને નામ નિજનુ ન જાણેજ કોઇ
શુ થયુ વીર વ્યાકરણ વાચી કહો નિયમ નીતિનો નહી એક પાળ્યો,
શુ થયુ લાખ લેખા કર્યે સ્લેટમા અથનો કાળ જન વ્યર્થ ગાળ્યો—૦
કઇક ગુજરાતી ને કઇ ભણ્યા ફારશી કઇક અંગ્રેજીમા આપ જાણ્યા,
કઇક મેટ્રીકમા પાસ પોતે થયા કઇક બીએ તણુ માન પામ્યા
કઇક બી એ એલેલબીને એમે થયા પ્રાકૃ વિદ્વાનના કટ વામ્યા
કઇક અર્ધદગ્ધ નગ ગર્વ ઘટમા ધરે કામ કુળના તજી રહાય કામા ૦
ના કરે કોઇ કારિગરી કર થકી કસબ કુળનો ગયો મળ મેલી
નવરીને સુધાર્યો નહી દેશને દુર્દશા તે થકી આવી વહેલી.
નવનવી શોધથી શુદ્ધ ધધા ધર્યા કાળ ગાળ્યા વૃથા ખેલ ખેલી
એથી આ હિંદ અરવિંદ કરમાઈ ગયુ સંપતિ આવતી કાઢી ઠેલી—૦
ચાકરી ભાખરી આજ થઈ આકરી ઠાકરીનો તજી હાડ શાલો
બુદ્ધિ બળ વાપરી હામ હૈયે ધરી હર્ષથી કુળના કામ ઝાલો.
ચિત્તમા ચેતી લ્યો ચતુર તો સમય છે યોગ્ય ઉદ્યોગને આપ ધારો
તો ભણ્યા તો ગણ્યા તો જણ્યા જનનિએ બુળતા દેશને કાક તારો—૦

કવિ મહાસુખરામ

વેલ મિ. જયન્તીલાલ, તમે કયારના નગીનાવાડીમા આવ્યા છો ? અમે તો તમારી ઘેર પણ તપાસ કરી, લાયબ્રેરીમા જોયા પણ જડયા નહીં છેવટે ભાનુશંકર સાથે કાકરીએ ફરવા ગયા છો એવી ખબર મારા મિત્ર મનુભાઇએ કહી એટલે અમે અહીં આવ્યા ! કહો ખુશીમા તો ખરા ?

હા તમને જોયે વિશેષ

મિ. જયન્તીલાલ મારા સાભળવામા એવુ આવ્યુ છે કે તમારે હાલમા તમારા સસરા નવનીતલાલ સાથે કવોરલ કજીઓ થયો છે તે શુ સત્ય છે ?

હા તે સત્ય છે મને તેમણે સદાને વાસ્તે તેમના ઘરમાથી દૂર કર્યો છે.

હેં આનું કાઇ કારણુ ?

મિત્ર તમે જાણો છો કે મારા સસરા અને તેમનુ આખુ કુટુબ સુધારાના પવન પર ચઢેલુ છે, અને તેથીજ મારે અને તેમને વાર વાર વાત વાતમા કલેશ થયા કરતો, તે કલેશ મે ઘણા દિવસ સુધી સહન કર્યો પણ ગઇ કાલના કારણોથી મારે ને મારા સસરા સાસુને કલેશ કરવાની ફરજ પડી, ઇશ્વરે મને સુધારાના સડામાથી દૂર કર્યો તેથી હુ વાર વાર પ્રભુનો આભાર માનુ છુ

અરે પણ મને તો એટલે સુધી ખબર મળી છે કે તમને તમારા સસરાએ ચોવીશ કલાકમા ઘર છોડી જવાનો હુકમ કર્યો હતો આ શું સત્ય છે ?

હા તે સત્ય છે.

ત્યારે હવે ?

હવેમા તપાસ નોકરીની કરીએ છીએ પણ નોકરી મળતી નથી

તમે કેવી નોકરી શોધો છો ?

હુ વ્યાપાર રોજગારની નોકરી શોધુ છુ સરકારી શોધતો નથી.

પણ સરકારી છે કયા ? તેના તો દ્વાર, બીએ અને એમેએ બધ કરી દીધા.

નોકરીના દ્વાર બધ કરી દીધા પણ વ્યાપાર રોજગારના દ્વાર તો ખુલ્લા છે !

ત્યારે તમે વેપારી લાઇનમા પ્રવેશ કરી હાલના ગ્રેજ્યુએટો ઉપર ધધા રોજગારની છાપ પાડવા ઇચ્છો છો ?

હુ તે કાઇ કહી શકતો નથી પણ મને જે સારૂ લાગે છે તે હુ કરૂ છુ.

જયન્તીલાલ તમે ઘણુ જ ઉત્તમ કાય કરો છો મિત્રો જ્યારે દેશના કેળવાયલા યુવકો ધધા રોજગારમા જોડાશે અને જેટલા ખતથી તથા ઉમેદથી સરકારી નોકરી કરે છે તેટલાજ ખત અને ઉમગથી વ્યાપાર રોજગારમા ધ્યાન આપશે તો તેઓ ટુકા વખતમા વ્યાપાર રોજગારમા સંગીન સુધારો કરી શકશે. વ્યાપારીવર્ગ દેશની જેટલી સેવા વ્યાપાર અને સખાવતથી બજાવે છે તેનાથી સેમે અશે પણ હાલના પુછડાવાળા યુવકો બજાવી શકતા નથી તે નિર્વિવાદ અને ચોકસ છે.

મી ભાનુશંકર હું જયન્તીલાલને મારા ખરા અંતઃકરણથી મુબારકબાદી આપું છું અને ઇશ્વર પાસે માગું છું કે એના જેવા સાચા દીલના સાહસિક સ્વદેશાભિમાની જાતિ ભોગ આપનારા યુવકનો દિન પ્રતિદિન વિજય થાઓ.

મી. જયન્તીલાલ તમારા જેવા યુવકોથી આ ગરીબ હિંદુસ્તાનનું કલ્યાણ થાઓ. હું બીએ છું, મેં સરકારી ખાતાઓમાં ઘણા વખત સુધી ઉમેદવારી કરી, અને દરેક જાહેર ખાતાઓ અને ખાનગી ખાતાઓમાં અરજીઓ કરી ચૂક્યો અને સાહેબોના ઘરના ઉમરા તોડી નાખ્યા અને છેવટે ઘરના સો બસો બગાડીને કુલની પાંખડીઓ ચડાવી ચૂક્યો પણ અંતે રંગીઆ ગઢવી ક્યાં જઈ આવ્યા તો ઠેરના ઠેર અને ભડકા ભેર!!

મી ઠાકોરલાલ આજ કાલ જમાનામાં ગ્રેજ્યુએટો બિચારા ઘડાના કાટલાની માફક આમ તેમ અથડાય છે. ઘરની ખીચડી ખાય છે અને અજમાયશ ઉપર ટીચાય છે

મી જયન્તીલાલ તમે કાંઇ શોધ કરી?

મેં મુંબાઈ મારા મિત્ર ધોરજલાલના શેઠ મહેરવાનજી મરઘાની રૂની પેઢીમાં અરજી કરી હતી ત્યાંથી કાંઇ આશાજનક જવાબ આવ્યો છે, હવે મુંબાઇ જવાને મન દોડે છે!

મી જયન્તીલાલ ઇશ્વરે જો બીએ ના બનાવ્યું હોત તો આપણા જેવા ભણ્યા ગણ્યા પુંછડાવાળા કુત્તાઓ એમણની માફક આમ તેમ ભટકતા ફરત ભણેલા ગણેલા અભણ ધંધા ધારી અને દરેક ઉમેદવાળા ઉમેદવારોની ઉમેદ મુંબઇ માતા પૂરી કરે છે.

મી. કેસુભાઇ મુંબાઇ મારી માવડી કમાવે રૂપીઓ ને દેખાડે પાવલી, તેમાએ બે આનાની ગાવલી એવી મુંબાઈ મારી માવડી !

મી. જયન્તીલાલ તમે મુંબાઇ ગયા પછી મારા વાસ્તે કાંઇ ગોઠવણુ તમારી પેઢીમા થાય તો કરજો !

મારાથી બનતુ કરીશ.

એ ભાઇ એના તો પગ મુંબાઇમા અડવા દે પછી બધુ યે થઇ રહેશે.

મી જયન્તીલાલ કેમ ભાભી પણ તમારી સાથે મુંબાઈ આવશે ખરા " એટલામા બીજી જાતની બોટ જુવાનીઆને લઇને કિનારામા દાખલ થઇ આ બોટમા સુધારાવાળા અને જુના વિચારવાળા બને યુવકો બેઠેલા હતા, તમામ યુવક મંડળ ફુવારાના ચોગાનમા આવી બેન્ચ ઉપર બેઠુ, રવિવારની સલુણી સંધ્યાએ નગીનાવાડીને યુવકોથી શૃંગારી દીધી

" હવે તે ગમે ત્યા રહે તેની મને તલમાત્ર પણ દરકાર નથી

કારણ ?

એણેજ મારા સુખનુ સત્યાનાશ વાળ્યુ છે !

મી જયન્તીલાલ નો લાઇફ વીધાઉટ વાઇફ, સ્રી વગર જીંદગી નથી નો નોલેજ વીધાઉટ કોલેજ, નિશાળ વગર જ્ઞાન નથી, માટે સ્રીને તો સાથે રાખો

મારા સસરાએ તેને સુધારાની કેળવણી અને સ્વતંત્રતાની વિદ્યા ભણાવી ફેશનના પંથે ચડાવી દીધી છે, તેમાયે વળી તે

મેટ્રીક પાસ થઇ છે એટલે હવે તો હદ બહારજ જતી રહી છે

મી. કેસુભાઇ જ્યા માબાપજ સુધારાના સારથી અને સ્વતંત્રતાના હિમાયતો હોય ત્યા સ્ત્રીઓ શી રીતે અંકુશમા રહી શકે ?

નાજ રહી શકે, કેમકે જેવા વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા !

ત્યારે હવે આપ એકલાજ મુંબાઇ જશો ?

હવે એકલાજ બિચારા જશે જો મુંબાઇ જઇને બે ચાર પૈસે સુખી થશે તો ત્યા ફરી લગ્ન કરીને તેમનો સંસાર સુખી કરશે.

મીત્ર જયન્તીલાલ, તમારા જેવા વિદ્વાન માણસે તો કેસરને સારી રીતે સમજાવવી જોઇએ

મે ઘણી રીતે તેને સમજાવી પણ તેને કાઇ સમજ પડતી નથી. તેને તેના માબાપના દૃષ્ટાંત જોઇને મન ગમતુ કરવુ ગમે છે. બસ મડમો જેવા ડ્રેસ પહેરવા સાંજ સવાર સુધરેલી સ્ત્રીઓની કલબમા જવુ, મન ચ્હાય તેમ બોલવુ અને કરવુ, મા બાપ અને ધણીની આમન્યા બીલકુલ ગણવીજ નહી સુધારાના સાથી થઇને સ્ત્રી સ્વતંત્રતાની હિમાયત કરવી અને આર્યોના પુરાણા રીતિ રિવાજોની રાત દિવસ નિંદા કરવી એજ તેને ગમે છે

મી. રમણીકલાલ આ રહ્યા સુધારાના હિમાયતી મી. મધુકર ! તે જયન્તીલાલના ફૂઆજી છે.

મી. ધીરજલાલ તમને ગમે તે તમે કરો અને અમને ગમે તે અમે કરીશુ અમારા સુધારાની તમારે પંચાત ના કરવી જેને જે કાંઈ સારૂ લાગે તે ગ્રહણ કરી લ્યો.

મી. ભાનુશંકર આજ કાલ સુધારામાં એજ ધોરણ ચાલે છે. સંધવી સતશાસ્ત્રિમા સુધારાના વાસ્તવિક ઉદ્દગાર છે જુઓ સાંભળો.

*　　　*　　　*

### દોહરા.

ઓછુ પાત્ર અધિકુ ભણી સમજી શક્યા ન મમ
વગોવાયા સૌથી પ્રથમ આર્ય સનાતન ધર્મ
ભાગ પીધેલા ભામટા કેફે લાગી લાજ
ધાર દાયે પેનાગની એમ સુધારો થાય ।
ગુમડુ પ્રગટ્યુ ગાલ પર ડાક્તર દારૂ ઘરાક
ભાન વિન નસ્તર દઈ ઉલટુ કાપ્યુ નાક
શાસ્ત્ર ઉપર શ્રદ્ધા નહી રૂઢિ ઉપર નહી રહેમ
પ્રજા સ્વરૂપ સમજે નહી તે શુ કરશે ક્ષેમ ।
જૂ દેખી નિજ ધોતીએ નાખી ધોતીયુ દૂર
નાગા થઈ રહે સુધરીઆ વાહ સુધારક શૂર

મી વેણીરામ તમે અમારા સુધારાની નિંદા ના કરો નહીંતો પછી અમારે હાઈકોર્ટમા સ્ટેપ લેવા પડશે, સમજ્યા ?

આમા નિંદા ક્યા છે આતો સુધારાનુ સ્વરૂપ બતાવીએ છીએ.

તેલ ફિસલ ગમે નહો ચ્યાસલેટના કાક,
જખમ ન જુવે આખનુ પઢતા ભણતર પાક
કાળી સમ ધોળી ગમે તજે હીદુઓ લાજ,
અધિક એહવી બાલમા સુધરેલાના સાજ

**આમાથી તીસરી થશે**

**ત્યારે થવા દો પણ સુધારા શાસ્ત્ર તો ચાલવા દો યાર ચાલવા દો.**

*　　　　*　　　　*

સુણુ ભાગવત તો કહે ભામા વહી જાય
સુધરલી ગાવવની નોકામાજ તણાય
જાય ઉજાણી જુવતિઓ તમા દેખ ભુત
સુધરેલી હોટલમા ખલ કર અદભૂત
મોર મુળા લર ખાય તે કુવડ ગણાયે કોક
સુધરેલા ગિરજા ગિરે નાણા ખરચે થોક
મગળ મત્ર ગજ ધરે જાનિ ગીત જવાય
નટીગાણો પરણાવતા શામા સુધરી ગણાય
ભાર' નીકળ્યા પછે તો મળતા બોહ ધગાડ
બાહશીકતથી હાલમા સુધર્યો જન ચાલા-

**મી. આમા ડ ડાબાજી થશે, થોડે સે મીઠા**

**અરે યાર સાભળવામા શુ તમારૂ જાય છે થવા દો થવા દો.**

*　　　　*　　　　*

સુગધ તેલ ગમે નહા પોમેટનપર પ્રેમ
ચ બી વાગિર સુગધમા સુધરેલાનુ લેમ

ગુલાબજળ છંટાય ત્યાં આગળ ધરે રૂમાલ
વીંટીમાં વાળા કરે લાલા લાલ ગુલાલ
ધુપ દીપ પૂજા તણા ટીખળ જાણે સર્વ
ચિઠ્ઠે ઘર ગણાવતા અધર્યા ધારી ગર્વ
સુધરેલી સધવા અને વિધવા એક સમાન.
નહો ચાહેલો બાલમાં કંકણનું નહી ભાન
ભાલ ચંદન પર છોડીને બને મિનાસ ને મીસ
સુધરેલી રદભાગ્ય લહે પામી પરનર ડીસ
પેટ પગાળે ઘણી ભરે મ્હેતાજીને માન.
પતિ પટાવાળો અને ધન્ય સુધાર ધ્યાન
નાગ ટોપી કર લાકડી પગમાં મોજાં બુટ
ઉપજ નહીં પૈ એકની એજ સુધારે લુટ
બે આનાનું લગડું શિલાઈ આના આઠ
વર વેચ્યા ગહેણાં અને સોના કરીને સાટ
ભણી ગણી ભુલા પડ નિજ ભાગોળે બાટ
એજ સુધારાની જુઓ ભુગળ વિના ભવાઈ

વિદ્યાર્થી વચન

હુર્રે હુર્રે હુર્રે હુર્રે આનંદ !
શેઇમ શેઇમ શેઇમ શરમ શરમ !
ડીસગ્રેઇસ ડીસગ્રેઇશ ફજેતી ફજેતી !

મી. વેણીરામ તમારૂં કહેવું સત્ય છે, આજ પ્રમાણે કેટલાક સુધરેલા કુટુંબોમાં ચાલે છે ને તેને હાણીએ સમજાવી પણ એકની બે ન થઇ !

મી. જયન્તીલાલ આ શું કહેવાય ? શું સ્રી કેળવણી અને સ્રી સ્વતંત્રતાના આવા વિપરીત ફળ ? તેના પિતાએ તમને શું કહ્યું ?

અરે તેના પિતાને તો હજુ તેને વિલાયત મોકલી બારીષ્ટરણુ બનાવવા વિચાર છે ટુંકામાં એજ કે તેમને મારા જુના રીતિરિવાજો અને વિચારો બીલકુલ ગમતાજ નથી. જો હુ તેમના સુધારામા ભાગ લઉ તો તેમને કઇ નથી પણુ આર્યોના જુના રીતિરિવાજો તજી દઇ સુધારાના પથમા ચઢી અર્ધદગ્ધ બનવુ તે મને પસદ નથી, માટે હુ તો સર્વને છેલ્લી સલામ કરીને નીકળ્યો છુ.

પરમાત્મા તમને સુખી કરો. હાલના કેટલાક દાંભિક સુધારકોએ સારી રીતે સસારનુ સત્યાનાશ વાળવા માડયુ છે, મે મારી સ્રીને પણ સખત મના તેમની મીટીંગમા જવા સારૂ કરેલી છે

અરે તમારા જેવા ડફ્રો અમારી સુધરેલી સ્રીઓની મીટીંગોમા તમારી સ્રીઓને નહીં મોકલે તેથી શું અમારી સુધારા સમાજ ભાગી પડશે ? અમારો સુધારો આગળ પડતો અટકશે ? કદી નહી ! તમારા જેવા બણુયકો ભલે ભસ્યા કરે પણ તેથી અમને કાઇ નુકશાન થવાનુજ નથી. જુઓ અમારા સુધારકમાં સેલ્ફ સેક્રીફાઇસર સુધારક મી ડંફાસમારૂ ડાકટર એમ ડી એ પોતાની ડોટરનુ દીકરીનુ પુનર્લગ્ન અમારા મિત્ર જયેન્દ્રરાવ સાથે કર્યુ છે, અને દુશ્મનોનાં મોઢાં સદાને વાસ્તે કાળાં કર્યા છે. જુઓ આ અમારી જાતિ હિંમત ? જુઓ અમારો જાતિ ભોગ ?

જુઓ અમારી દેશ સુધારણા ? અમે કેવા આખા દેશના ભગત અને સુધારક છીએ તેનો તોલ કરો.

મી. મધુકર તમારી બ્હેન જે રાડી છે તેનુ પુનર્લગ્ન કરો !

જો તેનુ પુનર્લગ્ન મધુકર કરે તો તેની સાથે પરણવા હુ તૈયાર છુ.

તારી સઘળી બેનોને આ બદા પરણવા તૈયાર છે ?

ત્યારે તમારા જેવા દાભીક સુધારકોએ પારકા છોકરાને જતી કરવા છે કેમ ?

ચડ જાઓ બેટા શૂળીએ લઇ ખુદાકા નામ એવો ઘાટ કરવો છે કેમ ?

મી. ધીરજલાલ તમે વિચારીને બોલો નહીતો ડ ડા ઉડશે ?

કાળા મોઢાના કુતરાઓ તમારા મો સતાડો. દાભિક સુધારકો તમે ધરતીમા સમાઈ જાઓ. પોતાના છોકરાને ગાદીએ બેસારી પારકાના છોકરાને ભીખ મ ગાવનારા ભીખારચટ્ટ ભામટાઓ ઢાકણીમા પાણી ભરી ડૂબી મરો ! નવા નવા સુધારા કરવાની હીમાયત કરવાને તૈયાર થાઓછો અને વખત આવે સુધારાનુ અનુકરણ કરવાને પાછળ પડો છો કેમ ? ફાઇ અપ ઓન યુ ફુલ ફાઇ અપ ઓન યુ ! ઓલવેઝ યુ આર એફ્રમેટીવ ઇન સ્પીકીંગ અને નેગેટીવ ઈન એક્ટીંગ ? તમે હમેશા બોલવામા હકાર રહોછો અને કરવામા નકાર ભણો છો !!

મી મધુકર તમે પારકાની બ્હેનોના નાતરાં કરાવવા તૈયાર થાઓ છો ત્યારે તમારી બ્હેનનુ નાતરૂ કા નથી કરતા ?

ચુપ રહે યુ ફુલ !

ત્યારે ઝટ નાતરૂ કરી દ્યો હું પરણવાને તૈયાર છુ.

ઓ બેવકુફો હવે કાંઈ સમજી જાઓ અને નાતરાની હીમાયત કરવાનું જળ લઈ લ્યો ! પવિત્ર આર્યભૂમિમા પુનર્લગ્ન થાયજ નહીં ! નાતરાના અપવિત્ર સંસ્કારો આ દેવ ભૂમિની પ્રજામા હોયજ નહીં. આ આર્યભૂમિને પુનર્લગ્નો દુ:ખના દરિયામાં નાખે છે !

અરે પુનર્લગ્નોજ આર્યભૂમિને સુખના સાગરમા નાખે છે.

ઓ હૈયા ફુટા સુધારકો નાતરાજ આર્ય પ્રજામાથી પ્રેમનો નાશ કરે છે

*　　　　*　　　　*

## શીખરણી છંદ.

પુનર્લગ્નો ટાળો ચતુર નર વ્હાલા ચિત ધરી,
દુઃખ્યાનો એ ચાળો દિન નથિ એથી ચિર નથી.
અતી દુઃખા આવે અધિક મુખથી શુ ઉચરિએ,
પુનર્લગ્નો નાખે ભરત ભુમિને દુઃખ દરિએ

*　　　　*　　　　*

વિલોકો લોકો શુ સખત ઉનાળા રાગમરે,
કર કરુણા જાના અધમ વિધવાઓ ક્રમરે,
કરો ના વિચારો ગ્રહણ ઉર માંહી શુ જરિયે,
પુનર્લગ્નો નાખે ભરત ભુમિને દુઃખ દરિએ

*　　　　*　　　　*

નરે છોરૂ નાના રૂપ ગુણ વખાણે નર મળે,
વર વૃદ્ધા બુઢ્ઢા ચપળ ચતુરના ચિત ચળે;

કુચાલો ચાલે ત્યા વિફળ વિપત્તીમાં વિચરીએ,
પુનર્લગ્નો નાખે ભરત ભુમિને દુખ દરિએ

*　　　　*　　　　*

વયે મુગ્ધા ગંડ અરર અવલોકી નજરથી.
અહે શુ તે જ્વાળા વિષમ વિષકારી વિષયથી.
સુખ તેના કેવા દુખદ ઉદગારો ઉચરીએ
પુનર્લગ્નો નાખે ભરત ભુમિને દુખ દરિએ

*　　　　*　　　　*

પુનર્લગ્નોથી દંપતિ દલ વિશે પ્રેમ ન ટકે
અજાણ જોડેલા હળિ મળિ ન ચાલે નિજ હકે.
લગાયા રોગની સ્થિતિ ગતિ વૃથા શીદ કરિએ.
પુનર્લગ્નો નાખે ભરત ભુમિને દુખ દરિએ

*　　　　*　　　　*

અગભી રંડાઓ કેટક કુળ લંચા વિષ પિયે.
બળી જાય વડી કુટિલ જગથી જે નવ બિયે,
ખર તેને કાજે સજન શ્રવણે વાત ધરિયે,
પુનર્લગ્નો નાખે ભરત ભુમિને દુખ દરિએ

*　　　　*　　　　*

કમાતે કથોના કટિક કુલટાથી જીવ જશે,
સતી પતિ કેરા પરમ ધરમો નાશજ થશે.
નફાથી છે હાની અધિક નવ જોતા ઉગરિએ,
પુનર્લગ્નો નાખે ભરત ભુમિને દુખ દરિએ

નથી શાસ્ત્રે બધી લગન વિધવાનાંજ કરવા,
લખેલા જે લેખો નહિ વિધિ થકી એજ કરવા,
કહો ત્યારે શાને સુખદ ગિતમા ઢીલ કરિએ,
પુનર્લગ્નો નાખે ભરત ભુમિને સુખ દરિએ

*  *  *

સુધારો ધારંતા કપટ છળ કાટી પ્રસરશે
કુધારો કાટયા ના કલહ શ્રમ ઝાઝે નિસરગે
ચિલો ચુકી ચાર અવળ નવ પંથે ઉતરિએ,
પુનર્લગ્નો નાખ ભરત ભુમિન દુખ દરિએ

-વિ માડામુખરામ

*  *  *

કિધા પત્ર લગ્નો જરૂર વિધવાથી મહજન,
ધરો શાને બાની વિધવા રગ્વાને નીજ મને
શ્રીમતો ધીમતો પ્રગટ પડવા કમ ડરિયે
પુનર્લગ્નો નાખ ભરત ભુમિને સુખ દરિએ

પંડિત નારાયણલાલ

તમારા જેવા અધેદગ્ધ સુધારકો ભણી ગણીને એજ ઉકાળવાના છે. હાથે કરીનેજ આજ કાલની ઉછરતી આર્ય પ્રજાને દુરાચારમા દોરી ખરાબ કરવાના છે ભલે તમે વિધવાઓના નાતરા કરાવી સધવાઓને મન ગમતી છુટ આપીને સ્વચ્છદી બનાવો અને તેમા તમે સુધારો થયો માનો પણ અમેતો તે સુધારાને કુધારોજ માનીશુ . જન સમાજમા જેઓ તમારા જેવા અધેદગ્ધ અને ભ્રમિત વિચારના હશે તેજ તમારા પંથમાં ભળી ખરાબ થશે, અને જેઓ સનાતન આર્ય ધર્મ અને આર્ય

નીતિને મજબુતપણે પાળનારા પવિત્ર આર્ય હશે તેઓ કદી પણ પ્રાણાતકે તમારા ઉપદેશોથી લલચાશે નહીં ! ! ભલે અમને અનાર્ય કહો, જંગલી કહો, બેવકુફ કહો અને બબુચક કહો પણ જગત તો આર્ય અનાર્યની સારી રીતે તુલના કરી શકે છે.

અરે ભાનુશંકર જગત તો બેવકુફ છે, સ્ટુપીડ છે.

અરે જગત બેવકુફ નથી પણ બેવકુફોની બેવકુફાઈ બતાવનાર એક દર્પણ છે. ચાટલું છે, આયનો છે કેમકે,

દોહરો.

સજ્જનનો શત્રુ નથી નથી દુર્જનનો મિત્ર
મહાગુણ ભર દર્પણ વિશે પડ પોતાનું ચિત્ર

અરે જોયુ તમારૂ ચાટલું ! અમારે દુનિયાની કાંઇ પરવા નથી. મિત્રો હવે તમે સૌ બહાદુરીથી સુધારા સમાજની બોલબાલા બોલાવો ! જ્યારે દેશના યુવકો અને યુવતીઓ સુધરશે ત્યારેજ દેશનો ઉદય થઇ શકશે !

અરે યુવકો નહી સુધરે તો પરવા નથી પણ જ્યારે સ્ત્રીઓ સુધરશે ત્યારે કાંઇપણ ઢીલ વગર એકદમ દેશનો ઉદય થઇ જશે અને સુધારાનો પ્રભાકર પ્રગટ થઈ કુધારા તીમિરનો નાશ થશે અબુધો આ તમારા હવાઇ વિચારને જવા દો અને દેશને ગધાડે ચઢાવવાનો પ્રયત્ન મૂકી દો

અરે યુ જયન્તીલાલ ડોન્કી તુ આ શુ બોલે છે ? જરા વિચાર કર. જો તારે તારા દેશનું કલ્યાણ કરવું હોય અને તારો ઘરસંસાર સુખી કરવો હોય તો તુ તારી સ્ત્રી કેસરને અને તારા સસરા નવનિતલાલના વિચારને પરફેકટલી પૂર્ણ રીતે ફોલો કર,

પગલે પગલે અનુસર અને તેમને પુષ્ટી આપી તેમના વિચારની હિમાયત કર.

યુ ઓરથોડોકસ આ તારૂં ઢોલકા જેવું ટોપલું દોઢ ગાઉ દૂર ફેંકી દે આ તારૂ મારવાડણના ઘાઘરા જેવું અ ગરખુ તારા જેવા ડફેરોના માથે ઓઢાડ.

યુ લે ઘા આ તારા ખાસડા સુધારાના શત્રુઓના માથામા માર ! યુ રોઝ રાભા આવો બેવકુફ કયા સુધી તુ રહીશ

ઓ રૂપલા તુ અમારા જેવો વેરી ગુડ જેન્ટલમેન થા નોબલ મેન થા. રીફોર્મર સુધારક થા

યુ મેનરલેશ મેન તુ બુટ પેન્ટેલુન કોટ વેસ્ટકોટ ખમીસ સ્પેકટેકલ, સ્ટીક, વૉચ અને હેમલેટ પહેરીને અમારા જેવો ઇગ્લીશ મેન બન અમારા જેવી બાઇસીકલ રાખી મોજ મઝા માર ! સસરાની માલમ્મી પર મોટરકાર રાખી સેલસપાટા માર !

મી. જયન્તીલાલ અમે તમારા ભલા ખાતર કહીએ છીએ કે તમારા જેવો બેવકુફ આ જગતમા બીજો એકે નથી. હાથે કરીને દુ.ખી થનાર અને પોતાના ભાણામા ધૂળ નાખનાર તુ એકલોજ છુ. જો અમે તારી જગ્યાએ નવનિતલાલના જમાઇ હુઇએ તો બસ અમન ચમન કરીએ.

યુ મેડ મેન ઘેલા તારી લાયરી જવા દઇ તારા સસરાનું કહ્યુ માન અને તેની મિલ્કત પર મોજ મઝા માર ! !

અરે મારૂ ઢોલા આ બધી માથાકુટ જવા દઇ તારી વાઇ ફના ગલામા હાથ નાખી બે ઘોડાની વિકટોરીઆમા મઝા માર સાઇકલ પર તમે બ ને જણા બેસીને ચ દનીમા ચમન ઉડાવો.

મી જયન્તીલાલ હુ જો તમારી જગ્યાએ હોઉ તો પૃથ્વી પર પગ દઇને ચાલુંજ નહી. બસ આખો દહાડો બુટ કોટ પાટ લુન બ્રાન્ડી સોડા ટી લેમોનેડ સાઇકલ અને લેડીમાં ગુલતાન! બસ ર ગરાગ, અમનચમન, મોજમજાહ, આન દ, રમ્મત, ગમ્મત બસ પ્લેઝર, પ્લેઝર લકઝરી પ્લેઝર નથીંગ બટ પ્લેઝર!!

કેમ મી. જયન્તીલાલ હવે તમને સુધરેલા જેન્ટલમેન થવું ગમે છે કે નહીં? આવા જ ગલી જડશા જેવા હમેશને વાસ્તે રહેશો?

ભાઇઓ હવે મારો છાલ છોડો! મને તમારા જેવા સુધરેલા જેન્ટલમેન થવુ ગમતુ નથી! મને તો મારા સાદા ફાટયા તૂટયા દેશી પોશાકમાજ ફરવુ ગમે છે!

ત્યારે તમારા કરમમા સદાને વાસ્તે કેડીચું, પોતીચું અને અને પાઘડી લખેલી છે?

જી હા, કેડીયાં ધોતીયા અને પાઘડી વગર મારે પા ઘડી પણ ચાલશે નહીં

ધેન શેઇમ શેઈમ એન્ડ શેઇમ!

માય નેટીવ ડ્રેસ ઇઝ માય નોબલ એઇમ એઈમ એન્ડ એઇમ

હે ડફર તને જેન્ટલમેન થવુ ગમતુ નથી?

તમે જેન્ટલમેન કોને કહો છો?

જેન્ટલમેન કોને કહો છો? વેરી વેલ ધેન યુ કેન હીઅર સ ભળાવો.

સુણો, * * *

## મરાઠી સાખી.

બુટ પાટલુન કોટ કેપ ને ચશ્મા આંખે ઘાલે
ગલે લગાવી કોલર નેકટાઇ યસ ના કરતા ચાલે,
મોમા ચીરૂટ ફરમા ફેશન કેવાયે સુધરેલ જેન્ટલમેન

અરે અવિચારી સુધારકો તમે વિદ્વાન થયા પણ જેન્ટલ મેનનો ખરો અર્થ ન આવડયો ?

ત્યારે તમે મહેરબાની કરીને સમજાવો !

અમારા જેવા ફાકડા પોઝીશનમા ફરનારા યુવકોને જેન્ટલ મેન કહેવા !

શુ તમને જેન્ટલમેન કહેવા ?

ત્યારે શુ તમારા જેવા પોત્યાદાસોને જેન્ટલમેન કહેવા ?

ત્યારે શુ તમારા જેવા લફુડ ફફડ કેડીયાદાસોને જેન્ટલમેન કહેવા ?

ત્યારે શુ તમારા જેવા ભામટા પાઘડીદાસોને જેન્ટલમેન કહેવા ?

ત્યારે શુ તમારા જેવા લે ધાદાસોને જેન્ટલમેન કહેવા ?

ના ના ત્યારે શુ તમારા જેવા પાટલુનદાસોને જેન્ટલમેન કહેવા ?

ના ના ત્યારે શુ તમારા જેવા ચશ્મા માસ્તરોને જેન્ટલ-મેન કહેવા ?

ત્યારે શુ તમારા જેવા મૂળા, મોગરી બોર અને જામફળ-દાસોને જેન્ટલમેન કહેવા ?

ત્યારે શુ તમારા જેવા બીસ્કીટ કેક પાઉ અને ડબલરોટી માસ્તરોને જેન્ટલમેન કહેવા ?

ઑફ કોર્સ સો ! અલબત એમજ !

પોઝીટીવ્લી, સૂઅરલી, સરટનલી અમારા જેવા માસ્તરોનેજ જેન્ટલમેન કહેવા ?

ઓ ધોળે દિવસે ચશ્મા ઘાલી ખાડામા પડનાર ફેશનના કુદાઓ બુટ પાટલુન કોટ અને ચશ્મા પહેરે જેન્ટલમેન થવાતુ નથી. જેન્ટલમેન થવાને ઘણા સદ્‌ગુણોની જરૂર પડે છે. પ્રખ્યાત વિદ્વાન થોમસ ડે જેવા કહે છે કે,

'The seat of all superiority must be placed in the mind dignified sentiments, superior courage, and universal courtesy constitute the real gentleman, and where these are wanting it is absurd to think they can be supplied by affected tones of voice or extravagant modes of dress

જેન્ટલમેન થવાને સઘળી પ્રકારની શ્રેષ્ટતાની જગ્યા મનમાજ મૂકવી જોઇએ ઉમદા વિચારો સામાન્ય અને આગળ પડતી હિમત, અને દુનિયાદારીનો ડહાપણ ભરેલો વિવેક એ ત્રણે ગુણો મળીને માણુસ જાતને જેન્ટલમેન બનાવી શકે છે. જ્યા આગળ આ ત્રણે ગુણોની ન્યુનતા માલમ પડે છે ત્યા આ ત્રણે ગુણો અથવા જેન્ટલમેનપણુ મીઠા મીઠા સફાઇદાર શબ્દોથી અને ઉમદા પોશાકની ઉડાઉ રીતભાતથી મળી શકે છે એ માનવુ બેવકુફાઇ ભરેલુ છે, સમજ્યા મારા મહેરબાન ?

અરે યાર ચાલો ચાલો આતો બધુ ભેંસ આગળ ભાગવત છે"!! કહી સુધારક મંડળ ધીમે ધીમે જૉલી બોટમાં બેસી શંહેર ભણી વિદાય થઇ ગયું. પુરાણા વિચારના હિમાયતીઓ પણ ધીમે ધીમે જયન્તીલાલ સાથે સેકહેન્ડ કરી બોટમા વિદાય થઇ ગયા જૉલી બોટ વારા ફરતી જવા આવવા લાગી, અને આઠ વાગતામાં તમામ યુવક મંડળને કાકરીયાને સામે છેડે મૂકી આવી. એદલજી કોન્ટ્રાકટર ધીમે ધીમે મુછમા હસતો હસતો ધાગા પરથી નીચે ઉતર્યો, જયન્તીલાલ અને ભાનુશંકર પણ મંદ મંદ પગલાં ભરતા નગીનાવાડી છોડી રસ્તે ચાલવા લાગ્યા; પાછળ કોન્ટ્રાકટર અને આગળ ભાનુ અને જયન્તીલાલ રસ્તો કાપવા લાગ્યા.

"મી. ભાનુશંકર જોયા આ સુધારકોના અર્ધદગ્ધ વિચાર? આતે દી વાળે તે દીકરા કે છો વાળે તે છોકરા? આતે વિદ્વાન કે ગમાર? જુઓ સાભળો,

* * *

મદ મતિ ધર કદ અતિ ગતિનો ન ગતિ ઉરમાંહી વિચાર
આચારનું અભિમાન નથી ગણતો ન ધરે કેમ તેને ગમાર—૦
કલેશ હમેશ વધારી વિશેષ ન લેશ લહે દીલમા દરકાર
માત પિતા તણો માન ચહે ગણતો ન ધરે કેમ તેને ગમાર—
રોજને રોજ ફરે બહુ મોજમા ગુર્જર સાગર કહી ન રોજગાર
કૃત્ય કરે જે કુછંદ ચડી ગણતો ન ધરે કેમ તેને ગમાર—૦
દ્રવ્ય મળ્યુ પણ દીન ઉપર નહિ દાખવીયો દીલથી ઉપકાર
આડી વાટ અટારા મહે ગણતો ન ધરે કેમ તેને ગમાર—૦

ત્યાગી થયા પણ ત્રિયા તણા નહિ તોડયા તજ વિશેથી તાર
કાજ કરે મુકી લાજ સદા ગણવા ન ઘટે કેમ તેને ગમાર—૯
વિદ્યા ભણી વિધવિધ બહુ ઉરમા પુર ગવ તણુ છે અપાર
વાત કરે ખરેખાત વિશેષી ગણવા ન ઘટે કેમ તેને ગમાર—૯
શુરો સુણી રણ તુરો ધરે નહી હાથ વિશે કદી જઇ હથિઆર
કાયર થાય કદાચ કહો ગણવા ન ઘટે કેમ તેને ગમાર—૯
નારી કદી નીતિવાન તજી પ્રીતિ પાન અવરથી કરે નિર્ધાર
શંકર શીખ સુણે નહી સુખકર ગણવા ન ઘટે કેમ તેને ગમાર—૯

મી. જયન્તીલાલ તમારા વિચાર સાભળી મને ઘનો આનદ થાય છે.

સાહેબ હુ તમારો આભાર માનુ છુ આપ પારસી ગૃહસ્થ થઇ અમારા આર્ય રીતિ રિવાજોને અ ત.કરણથી માન આપો છો તેથી મારૂ અ તઃકરણ હરખાઇ જાય છે.

તમારે ધ ધા રોજગારની નોકરી કરવ'નો વિચાર છે ?

છે તો ખરો પણ કિરતાર પાર પાડે ત્યારે ? બધો વિચાર કિરતાર ઉપર આધાર રાખે છે !

તમે મારી સાથે મારી કોન્ટ્રાકટરની પેઢીમાં દાખલ થશો.

ખુશીથી.

બહુ સારૂ ત્યારે કાલ અગીઆર વાગતાં ભદ્ર આગળ એદલજી દોરાબજી કોન્ટ્રાકટર વાળી ઑફીસમા આવી મને મળજો.

સારૂ સાહેબ !

મી. તમે શુ ધ ધો કરો છો ?

હુ પણ એક ઉમેદવાર છુ

આપનું શુ નામ ?

સાહેબ મારૂ નામ ભાનુશંકર !

ઠીક ત્યારે તમે બંને જણા મારે ત્યા કાલ અગીઆર વાગતાં આવજો, ચાલો તમે મારી બગીમાં બેસી જાઓ, શહેરમાં જ્યાં આગળ તમારો રસ્તો આવે ત્યા આગળ ઉતરી પડજો.

સાહેબ અમે તમારો ઘણો આભાર માનીએ છીએ. આપ સુખેથી પધારો, અમે ચાલતા આવીશુ .

“ નહીં નહીં ચાલો મારી સાથે આવો. ગો ઓન ટેક યોર સીટ ! ' કહી ભાનુશંકર, જયન્તીલાલ અને એદલજી કોન્ટ્રાકટર ત્રણે જણા વિકટોરીયામા બેઠા વિકટોરીઆ ચાલવા માંડી, જયન્તીલાલના મુખમાથી ઉદ્દગાર નીકળી પડયા. આતે સુધરેલા લાલ કે વિફરેલા વ્યાલ ! ”



# પ્રકરણ ૮ મું.

## નશીબની નવાઈ કે તાતની નવાઈ ?

### દોહરો.

જેને વાગ્યા જગતમા પ્રગટ પ્રેમના બાણ,
તે જન પીડા પામે હાસી કરે અજાણ

પ્રેમીને પર્વત ઉપરથી ઉઠાવી સાગરમા નાખો, તેલની કડકડતી કઢાઇમા નાખી તળો, અગ્નિના ધગધગતા અંગારાના ઢગલામા નાખી ચલાવો, અને ગમે તેવા કષ્ટના કુવામા ઉતારો તોપણ તેનુ મન તો સદા પવિત્ર અને અડગજ રહેશે.

શુદ્ધ ત્યા પ્રેમ ત્યા બુદ્ધિને બળ વધે, રોજ અમૃત ઝરે ચાર આખ
કમળની વાસ ન ભોગી ભમર ભવા ચાર ગગા નહા કમ ચાખ
પ્રેમને હાથ આજ અવા [illegible] વની બળ [illegible] જગ ચાર આખ
પ્રેમજીવન સર્વ પ્રાણીનુ એમ છે રોશનત જીવ જડ પ્રેમ પાખે
— હરિ મહાસુખરામ

ઘડીમા સુખ અને ઘડીમા દુ:ખ પળમા આનંદ અને પળમા આસુ, પળમા સંયોગ અને પળમાં વિયોગ. પળમા મ્હેલ અને પળમા ઝુંપડી, પળમાં સાકર અને પળમા સુકી ભાખર, પળમા આશા અને પળમા નિરાશા અને પળમા

હ્યાં તથા પળમાં ક્રોધના સંજોગોમાં મનુષ્યને મૂકી ઘડીએ ઘડીએ રોવરાવનાર તથા રીઝાવનાર ફક્ત ભાવીજ છે.

રાજનગરનુ રળિયામણું રેલ્વેસ્ટેશન પેસેન્જરોથી હાલમા ઉભરાઇ રહેલુ છે. વ્યાપાર રોજગારની દિન પ્રતિદીન અભિવૃદ્ધિથી ધમધમી રહેલુ છે! માળવા, મારવાડ, સોરઠ, સુરત અને મુંબાઇના માતબર વ્યાપારીઓથી ખીચોખીચ ભરાઈ ગયુ છે. સ્ટેશનની આસપાસ રેલ્વે કામદારોના બંગલાઓ, મકાનો એન્જીનની મરામત કરનારા કારખાનાઓ, રેલ્વે સ્ટાફની ઑફીસો ભારખાના ઉતારવાની ગોદીઓ, સરસપરના રસ્તાનો જુનો ડગુમગુ થઇ રહેલો રેલ્વે ક્રોસીંગ બ્રીજ, મુસાફરોને આનંદ અને વિશ્રાન્તી આપનાર સુધરેલી હોટેલો, જુની ઢબની હોટેલો વીશીઓ, વારાંગનાઓના ઘર, અહમદાબાદની અહમદશાહી બતાવતી વિશાળ વાવ, રેલ્વેશાઇ મિઠાઇ અને ચવાણુ બનાવી વેચનાર રેલવેશાઇ કંદોઇની દુકાનો, ઘી અને તેલથી નિશ્ર થએલી બ્રાહ્મણીઆ મિઠાઇ અને બ્રાહ્મણીઆ ચવાણુ વેચનાર બ્રાહ્મણની દુકાનો, અને કીટસન લાઈટને ઝીલી વાંકો વળી તાડ જેવો તગતગી રહેલો લોખંડનો મિનારો કે લોકપ્રિય શબ્દોમા કહેવાતી દીવાદાંડી આવી રહેલી છે

રાજનગરના ફક્કડ નવજુવાન ઇશ્કી લાલાઓ અસ્ત્રીટાટ પોશાક ચડાવી આંખે ચશ્મા ઘાલી હાથમા રૂપાની ખોળીઓ વાળી સોટીઓને હુલાવતા અંગ્રેજી ઢબના બુટ અડાવી ચેડચું ચેડચું કરતા દિવસમા એકાદ બે વાર સ્ટેશનપર આવી આગગાડીના બાયલરને સલામ કરી જાય છે. કેટલાક વીઝીટરોને

મેમાનોને તથા પોતાના મિત્ર કુટુંબીઓને અંતરનું તથા ઉપરનું માન પાન આપવા સારૂ પણ સ્ટેશનની મુલાકાત લે છે. કેટલાક રાજા રજવાડા, અમલદાર તથા હાકેમને માન પાન આપવા સારૂ પણ મેવા મિઠાઈ ફળ ફળાદી, ચા દુ દૂધ, પુષ્પમાળા અને પાન સોપારી લઇ સ્ટેશન પર આવી એન્જીનને પ્રણામ કરી જાય છે. કોઇ પ્રેમી ટટ્ટુઓ પોતાની પ્રિયાનો આદરસત્કાર કરવા સારૂ પણ ગાડી ભાડે કરી સ્ટેશન પર આવે છે અને વ્હાલીને વ્હાલથી વધાવી ગાડીમાં બેસારી શહેરમા લઇ જાય છે અને જ્યા પોતાની પોળ આવતી હોય ત્યાથી પરભાર્યા ગાડીના પૈસા ચુકાવી ચાલતા વિવેક અને માતપિતાની આમન્યાને ધાકને અને પ્રીતને માન આપી ઘરમ પ્રવેશ કરે છે કેટલાક જઇફીમા અદરાયલા ગૃહ-સ્થની છેલાઇમા પ્રાણ પ્યારીને લઇને ફરતા અને પારસી યુરોપીયન જોડાની નકલ કરતા પાટલુન કોટથી અકડાઇ જતા ડાઘલાદાસો સ્ટેશનના પ્લાટફોર્મમા દાખલ થઇ એન્જીનને સલામ કરે છે આ પ્રમાણે રાજનગરની રઢીઆળી પ્રજા મનગમતો મોજ શોખ માણી સાજ સવાર બીજે ત્રીજે અઠવાડીએ, પખવા-ડીએ, માસે અને ખાસ કામ પ્રસગે સ્ટેશન પર આવી આગ ગાડીને સલામ કરી જાય છે

આખા સ્ટેશન પર સાજ સવાર છ વાગતા પખીઓનો શોર બકોર થઇ રહે છે આખો દિવસ એન્જીનના ફૂફાટા, કારખાનાની દોડધામ, લારીઓનો કચુડાટ, ગાડીઓનો ગડગડાટ માલ વેચનારા ફેરીઆઓના માલ સારૂ થતા ફડફડાટ ખીસ્સા કાતરૂઓના ભોગ પડેલા પેસેન્જરોના થતા કકળાટ, લોકલ,

ફાસ્ટ પેસેન્જર, મિક્ષ, સ્પેશીયલ અને મેલ ટ્રેનોના ધમધમાટ તથા વીસલોના સુસવાટથી આખુ સ્ટેશન ગરજી ઉઠે છે.

આજરોજ પ્રસ્તુત નવલકથાનો નાયક હીરાલાલ પણ અમરગઢ ઉપડી જવાનો છે અને નાયકા કુંદન અને મણીલક્ષ્મી પણ ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયના તાપથી કંટાળી છાનાંમાનાં નાસી છુટી ભાવનગર ઉપડી જનાર છે. ઓમ્એ મેલને આવવાનો સમય થતાંની સાથેજ ટીકીટ ઑફીસનુ બારણું ધગ લઇને ધગકારો કરી પેસેન્જરોની અથાગ ગીરદી વચ્ચે ઉઘડ્યું અને બળિઆના એ ભાગ પ્રમાણે ધમાધમ મચી રહેલો એ પહેલો સૂત્રાનુસાર ટીકીટો થવા લાગી. ટીકીટોની ભીડાભીડમાં કેટલીક નવ યુવાન યુવતીઓ રોળાઇ ગઈ, નાનાં બાળકો ગીરદીમા દબાઇ ચીસા ચીસ પાડવા લાગ્યાં, કેટલાક અશક્ત વૃદ્ધ -પુરૂષો ભચડાભચડીમાં ભચડાઇ ગયા અને બૂમો પાડી હેઠે બેસી ગયા, જડસા જેવા રાભા ગામડીઆઓ ગોદ્દા મારી મારી આગળ વધવા લાગ્યા, ઓલાદોલા કાલાઘેલા વાણીઆઓની પાઘડીઓ ઉડવા લાગી, મારવાડી અને વ્હોરા ગૃહસ્થોની મજાક થવા લાગી, ફાળીઆની તાણુ તાણુ થઇ અને ધક્કા મૂકી વધી પડી, આ જાદુઇ ધમાલમાં કોઈ કોઇના ખીસ્સા કતરાવા લાગ્યાં આશરે પાએક કલાક સુધી ધમાલ ચાલુ રહી ટીકીટ ઑફીસ આગળની ભીડ ઓછી થઇ ઓમ્એ મેલ આવી પહોચી અને ટીકીટ ઓફીસ કરતા ચાર ગણી ધમાલ મુસાફરોની રેલ્વે ઝાંપા આગળ થઈ રહી, જોતજોતામાં મેલના ઉતારૂઓ એક પછી એક એમ ઉતરી પડયા, આશરે દશેક મિનિટ પછી ટીકીટકલેકટરે

બહારના પેસેન્જરોને અંદર દાખલ કરવા માંડયા; તમામ મુસાફરો મેલમાં ગોઠવાઇ ગયા. હવે ધીમે ધીમે શાન્તી પથરાઇ સ્ટેશન ખુલ્લું થવા લાગ્યું. મેલની આસપાસ મૂકવા આવનાર અને તેડવા આવનાર ગૃહસ્થો છુટા છવાયા બારણાને અઢેલીને સગાં સ્નેહીજનો સાથે સુખશાંતી ભરી વાતો કરવા લાગ્યા, પાન, સોપારી ને બીડી વેચનારા લલકારી બૂમો પાડવા લાગ્યા બ્રાહ્મણીઆ પાણીના અવાજો ઉતારૂઓની તરસને જાગ્રત કરવા લાગ્યા. ગરમાગરમ કેવડા, નારંગી સંતરા સફરજન વગેરે ફળ ફળાદીના વેચનારના બુમાટા હવે ધીમે ધીમે વધવા લાગ્યા. ટીકીટચેકરે ધીમે ધીમે ટીકીટો ચેક કરવા માડી. મેલ ઉપડવાને આશરે દશેક મિનિટ બાકી રહી તે અરસામા હીરાલાલ મિત્રગણોથી ઘેરાયેલો પ્લેટફોર્મ ગેટ ઓળગી પ્લેટફોર્મ પર આવ્યો અને સેકન્ડ કલાસનો ડબો સારો અને ખાલી જોઇ મિત્રો સહિત ડબામા દાખલ થયો પોતાના સામાનને બરાબર રીતે ગોઠવી પોતે પોતાના મિત્રોનો આભાર માનવા લાગ્યો. તેના મિત્રોમાના કેટલાકે તેને વિદાયગીરીના પાનગુલાબ આપ્યા. કેટલાકે કુસુમમાળા અને કુસુમ છડીઓ અર્પણ કરી. આખા ડબામા પુષ્પની વૃષ્ટી થઇ રહી! તેના રેલ્વેમા ગુંથાએલા મિત્રો પણ એક પછી એક આવી તેની મુસાફરીને વાસ્તે મુબારકબાદી આપવા લાગ્યા. કેટલાકે હીરાલાલને ચાહ દૂધ પાઇ પાઇને અકળાવી દીધો. કોઇએ પાન ગુલાબ આપી આપીને તેને આભારના પોટલા તળે દાટી દીધો અને કેટલાકે ફુલના ઢગલામા તેને સતાડી દીધો. રેલ્વે ઑફીસરો એક સાધારણ પંકિતના યુવાન બાળકને આવુ

અંનુપમ અને અપૂર્વ માન મળતું જોઇને અચંબામાં પડી ગરકાવ થઇ ગયા.

સ્ટેશન પર વળાવવા આવેલા હીરાલાલના તમામ મિત્રો કૉલેજીયનો અને સ્કુલફ્રેન્ડો હતા. તેમની સખ્યા આશરે સો સવાસો યુવકોની હતી. આખુ પ્લેટફોર્મ હીરાલાલના મિત્રોથી રોકાઇ ગયું હતું, મેલ ઉપડવાને પાચેક મિનિટ બાકી રહી એ અરસામા કેશરીના પજામાંથી ટીકીટો લઇને જેમ અજાઓ ભાગી આવે તેમ કુદન અને મણીલક્ષ્મી વાસ ભર્યા પહેરેલે લુગડે એકદમ ટીકીટો લઇને પ્લેટફોર્મમા દાખલ થઈ થડે ક્લાસના ડબ્બામા આધગીઆ કરી જ્યા જગ્યા મળી ત્યા દાખલ થઇ ગયાં. મેલના બારણા એક પછી એક એમ પોરટરે ચાવી દઇ દઇને બધ કરવા માડ્યા હીરાલાલ જે મેલમા પોતે બેઠો હતો તેજ મેલમા કુદન અને મણીલક્ષ્મી મુસાફરી કરે છે તેની તેને પણ ખબર પડી નહી જોત જોતામા મેલ ઉપડવાનો ટાઇમ થયો, હીરાલાલે પોતાના તમામ મિત્રોને પ્રણામ ઉપર પ્રણામ કરી હસતે મુખડે લાચારી સાથે રજા આપી, એક પછી એક એમ તમામ મિત્રો મેલ છોડી છોડી ઝાપા આગળ આવી ઉભા રહ્યા, હીરાલાલની આખમા મિત્રના સ્નેહથી આનદના આસુ આવી ગયા, ગાર્ડે મેલ ઉપડવાની બ્રેક ઉપાડી વોર્નીગ વીસલ મારી, ડ્રાઇવરે વીસલ સાભળી એન્જીનનો હેડલ પકડી ટીગળાઇ ગાર્ડનો સામુ જોયુ, ગાર્ડે બુલદ અવાજે ઓલરાઇટનો ઓર્ડર આપ્યો, ડ્રાઇવરે વીસલ મારી મેલ ચલાવી, ધીમે ધીમે મેલ ચાલવા લાગી, હુર્રે, સાહેબજી, પધારજો અને આવજોના આનદજનક અવાજો અને

તાળીઓ વચ્ચે પ્લેટફોર્મ છોડી મેલ વિદાય થઇ ! !

હીરાલાલના મન ઉપર અત્યારે પ્રેમની ઉંડી અને જબરી અસર થઇ. તેની નજર આગળ કુદન અને તેના મિત્રો તરવા લાગ્યાં, તેણે ગભીર વીચારમા પડી ધીમા અવાજે વિધીને ઉપાલમ્ભ રૂપ ગજલ લલકારવા માડી,

*            *            *            *

લખેલુ જે લલાટે છે નહી મિથ્યા થવાનુ તે,
ભલે પૃથ્વી વળે ઉંધી થવાનુ તે થવાનુ છે—૦
ભાગ્ય નદીનુ પુર પલકમા ઝલકાર જાગે,
અરેરે હાય પલકમાહી જવાનુ તે જવાનુ છે—૦
પળમા મદિર માળીઆ પળમા જગલ વાસ,
સદા સુખ દુખની ઘટમાળ માહી ઘુમવાનુ છે
નસીબ નટ દોરના રગે નચાવ્યા નાચવાનુ છે—૦

પડિત નારાયણ

અહા નસીબ નસીબ નસીબ તને સો સો સલામ. તારી ખૂબી જુદીજ છે ખલકમા તારી ખૂબીનો પારજ નથી. તારો રગ, તારો ઢગ, અને તારો સગ અજબજ છે. તુ પલકમાં ગજબ કરે છે.

*            *            *

અજબ નવાઈ નસીબની શાણા તુ સમજી લે,
એક દીન હાથી એક દિન ઘોડા
એક દીન પાઈ ન પાસ,
એક દીન મદીર એક દીન માળા
એક દીન વનમા વાસરે—શાણા૦

કર્મગયના અજબ તમાસા,
રંક ગય નહી ત્યાંય.
કરશુ તેવુ ભરશુ ભાઈ
કોગટ કટ ઝુલાયર "—શાણા૦
નારાયણ પંડીત

કહી હીરાલાલ ટોપી ઉતારી આડો થયો, અને વિચારમાં લીન થઈ ચકડોળે ચઢગો ! !

આ બાજુ કુંદન પણ કર્મલીલામા લુબ્ધ થઇ બારી બ્હાર ડોકીયુ કાઢી ધીમા સુરથી ભાગ્યદેવીને વિનવવા લાગી.

*        *        *        *

મહાક્રાન્તા છંદ.

અંકો આંક્યા વિવિધ વિધિએ ભાળ ના ના બુઝાયે
મોટા છોટા ચતુર ચીકણા પાશરા હાંકી ચાય
ઉડ આવ્યુ ઝપુગ પડીમા જાય છ તે જવાનુ
આવ ગુમ સલીલ શ્રીફળે થાય છે તે થવાનુ
કવિ મહાસુખરામ

થવા કાળ થયે જાય છે અને જવા કાળ જયે જાય છે, એમા મનુષ્યની કલ્પના, પ્રયાસ અને આશા અધવચ લટકે છે, દશા દેવી તારો દમામ ઓરજ છે, દુનિયાં કોઇને ખારો સાગર છે અને કોઇને મન મીઠો મ્હેરામણ છે, આહા આમાં કોને દોષ દેવો ? જેને દોષ દેવાય તે દોષ દેનારનેજ લાગે છે, દુનિયા, દુનિયા,

*　　*　　*

દુનિયા કોઇને ખારો સાગર કોઇને મન મીઠો રત્નાગર,
કોઇને નિત શીરો ને સાકર કોઇને ન મળે સુકો ભાખર.
સદા ઉદાસી જંગલવાસી માર્યા માર્યા કંઇ ફરતા—૦
નવ નવરંગે રંગે ચંગે અતિ ઉછરંગે કંઇ રમતા,
કંઇ હડકાયા, કંઇ સંતોષી કંઇ કુટીલ ને કંઇ નિરદોષી,
ઉલટા સુલટા કરતી કુલટા રમણી પદ્મણી નજરે ચઢતા—૦
હસતા રમતા ને વળી રડતા કંઇ લડતા ને કંઇ ચડભડતા,
ચાતુર આતુર ચિંતાતુર વળી શોકાતુર નવ સમજાતા—૦

ડાહ્યાભાઈ જ ગી

અરેરે મનુષ્યનુ ધાર્યું કંઇ થતુ જ નથી છતા મનુષ્ય મુમતમા ચઢી દુ:ખી થાય છે અને આસપાસનાને દુ ખી કરે છે. કોઇના દુ:ખી કર્યા કોઇ દુ:ખી થતા નથી અને કોઇના સુખી કર્યા કોઇ સુખી થતા નથી છતા મનુષ્ય માયા અને મુમતમા આગળ પડતો ભાગ લઇ અવનીમા અપજશને પાત્ર થાય છે, ખરેખર ખલકમા મનુષ્યનું ધાર્યું કંઇ થતુ જ નથી,

*　　*　　*

ગઝલ.

મનુષ્યનુ ધાર્યુ કંઇ નવ થાય,
નસીબ દોરે ત્યા દોડી જાય.
રહે મનની સદા મનમા,
રહે તનની સદા તનમા,
ઉમંગો સર્વ ઉતરી જાય,
નસીબ દોરે ત્યા દોડી જાય—૦

રહે આશા અદ્ધર લટકી,
પડે ઉંચેથી શિર પટકી;
જવાયે ના તસુ છટકી,
નિરાશામા મરે ભટકી.
તમાસા ઓર કર્મના થાય,
નશીબ દોરે ત્યાં દોડી જાય.

અરેરે આ પાપણીના વાસ્તે મારી વૃદ્ધ માતાને અથાગ કલેશ થયો, તેમને મારા સારૂ ઘર છોડવું પડયુ, હે ભગવાન હુવે મારૂં પાનુ શોધી લે? હે હરિ હુ હવે તારે આધારે છું. અરેરે આતે "નસીબની નવાઇ કે તાતની તવાઇ"? કહી કુદન રડતી આખે ગાડીમા પાટલીપર આડી થઇ. મેલટ્રેન પૂર જોસથી આ દુ ખી જોડાને લઇ ફુફાડા મારતી ઉપડી ગઇ!!



# પ્રકરણ ૯ મું.



## મિટીંગ ઑફ મૉરેલીટી કે ચિટીંગ ઑફ સોશ્યાલીટી ?

### દોહરો.

દેશ કાળ ને પાત્રના કર્યો ન કાંઈ વિચાર,
ઊઠ સુધારે ઘાલીને બંડ કર્યું બ્હાર  સવિતા



દુનિયાના સંકટો સામે બ્હાદુરીથી યુદ્ધ કરતા, સ્વદેશના રક્ષણ માટે પ્રાણાર્પણ કરતા ઉત્તમ પ્રકારે હામ ભીડતા, દૃઢ સંકલ્પ રાખતાં, ધર્મનું સંરક્ષણ કરતા, નીતિનું પાલન કરતા અને કર્તવ્યના માર્ગમા કદી પણ ઠોકર ન ખાતા શીખવું એજ આબાદ કેળવણી અને ઉમદા જ્ઞાન છે.



સુધરી જવાના સાધનોમા મુખ્ય વસ્તુ આટલી
લેમન સોડા ને આઇશક્રીમ વળી આખરી બિડી આટલી,
ઉત્તમ ગણાતા એજ કેળવણી તણા ફળ થાય છે,
ફેશન સુધારે હિંદમાંથી ધર્મ ધોવાઇ જાય છે

કેશવકૃતિ





કુંદનના દાગીના, ઝવેરાતના ઝુમણા, હીરાગળ લુગડા અને મનોહર કાન્તીથી સ્ત્રીઓ જગતમા ખરી શોભાને પામતી નથી, પણ શિયળ નીતિ અને વિવેક ભર્યા આચાર

વિચાર અને ધાર્મિક સસ્કારથીજ જગતમા સાચી શોભાને પ્રાપ્ત કરી શકે છે.

રાજનગરની રઢીઆળી રૈયતના વિદ્યા વિનોદાર્થે બ ધાવેલો હોલી હૅાલ આસોપાલવના તોરણોથી ર ગ બેર ગી ધ્વજા પતાકાઓથી અને બેન્ડ વાજાના ર ગીલા સુરોથી ભભક લઇ દીપી ઉઠયો છે આજે સુ દરી સુધારા સમાજની એક મોટી સભા હોલી હૅાલમા બોલાવવામા આવી છે નામાકિત વકતાઓ, પ્રખ્યાત સુધારકો અને સુધરેલા સ્ત્રી પુરૂષોની પધરામણીથી હોલી હૅાલ ચીકાર ખીચોખીચ ભરાઇ ગયો છે. આજની સભાના પ્રમુખસ્થાને જાણીતા વિદુષી બાઇ લેડી લાઈટ બિરાજવાના છે તેથી સ ખ્યાબ ધ કેળવાએલા નર નારીઓના જોડા હોલી હૅાલમા સુધારાના ભાષણો સાંભળવા સારૂ આવેલા છે સમાજના નિમોણ કરેલા વખતમા બે મિનિટ બાકી રહી કે તરતજ લેડી લાઈટ બે ઘોડાની વિકટોરીઆમા બેસી હોલી હૅાલ આગળ આવી પહોચ્યા બેન્ડે મધુરા વેલકમના સરોદ વગાડી દીલોજાની ભર્યો આવકાર આપ્યો સમાજના આગેવાનો પ્રમુખને લેવા એકદમ શ્વાસ ભર્યા હૅાલ બહાર ધસી આવ્યા, અને હસ્તે મુખડે અ તરનો આવકાર આપી પ્રમુખની આસપાસ વીંટાઇ ધીમા પગલાથી તાળીઓના અવાજો વચ્ચે હૅાલમા દાખલ થયા ચોગરદમ શાન્તી પથરાઇ ગઇ. હારમોનીયમના મધુર સુર સાથે ઇશ્વર સ્તુતિની શરૂઆત થઈ.

*　　*　　*

“ સર્વ વ્યાપી શરણ રાખો દોષ નાખો સૌ હરી,
સ પ લક્ષ્મી વિદ્યા નીતિ દ્યા વદીએ લળી લળી—૦

સુખકાર આ સંસારમાં છે સાર સુધારો ખરો,
મતિ મંદ મૂર્ખ વિચિત્ર જંગલી વ્હેમી જનના ઉરે ધરો,
એ માગીએ અમે વિભુ આપજો તમે,
નિતે પ્રીતે આ સમાજ તુજ ચરણમા નમે—૦ ”

કોરસ.

વિશ્વ સકળનો તુ કરતા (૨) આપ્યા હક્ક સૌને સરખા (૨)
પ્રવાહ ગાડરીઓ ધરતા (૨) સત્ય સુધારા વિણ મરતા (૨)
હરી લ્યો એ જંગલી રીતિ રીવાજ જેથી આર્ય રહે સૌ હળીમળી.

હું દરખાસ્ત કરૂં છુ કે આજની મીટીંગનું પ્રમુખસ્થાન લેડી લાઇટ લઇ અમને આભારી કરશે.

હુ કેસર બ્હેનની દરખાસ્તને અનુમોદન આપું છુ. ” કાન ફાડી નાખે તેવા તાળીઓના અવાજ વચ્ચે લેડી લાઇટ પ્રમુખ સ્થાને ગયાં અને ગંભીરતાથી ચેર પાસે ઉભા રહી સમાજનો આભાર માનવા લાગ્યા

“ મારી વ્હાલી બ્હેનો તમે મને આજે આ મીટીંગની પ્રેસીડેન્તની ચેર આપી જે માન આપ્યું તેને માતે હુ તમારી ધનીજ થેન્કફુલ આભારો છુ હવે તમે સૌ સભાનુ કામ શરૂ કરશો અને અરસપરસ સલાહ શાન્તીથી વર્તશો એવી હુ આશા રાખુ છું ” આ પ્રમાણે ટુક પણ અસરકારક એડ્રેસ કરી મડમ સાહેબ બેસી ગયા સુધારામા છલકાઇ જતી કેસર દબદબામા ઉભી થઇ બોલવા લાગી. ’

“ બ્હેનો, આજે આ મીટીંગ ભરવાનાં મુખ્ય કારણો; આ સભામાં અતી મહત્વતાની વાતોનો વિચાર કરવાનો છે.

આજનુ વર્ક કામ તદ્દન સીક્રેટ ગુપ્ત રાખવા લાયક છે; તે એટલું બધું ખાનગી પ્રાઇવેટ રાખવાનું છે કે આ સભામાં પધારેલા પુરૂષોની હાજરી આપણને હરકત કરતા થઈ પડે છે.

વેલ વોટ ઈઝ ધીસ, અરે આશુ ?

ઓહ ઈટ ઇઝ ઇનસલ્ટ ઑફ આ મેન અરે તે પુરૂષનું અપમાન છે." આ પ્રમાણે ઠપકા રૂપ શબ્દોનો ચોગરદમથી વરસાદ વરસવા લાગ્યો અને આખી સભામા ગડબડ મચી રહી, આ પ્રમાણે ગડબડ જોઇ મધુકર પોતાના બુલંદ અવાજથી સભાને શાન્ત રાખવા લાગ્યો;

"સાભળો, સાભળો, બાપા સાંભળો, બ્હેનો સાંભળો, વેલ હીઅર હીઅર લેડી હીઅર હીઅર, સાભળો." બુલંદ અવાજથી કાક શાન્તી સભામા પથરાઇ, અને કેસર પોતાનુ બાકી રહેલુ એડ્રેસ બોલવા લાગી;

"મારી એવી સૂચના છે કે આ સભામાથી તમામ પુરૂષ વર્ગે આજે કૃપા કરી ચાલ્યા જવુ આ સભાનો સર્વ હેવાલ વર્તમાન પત્રમા પ્રસિદ્ધ થશે અને તેથી સર્વ વાત પુરૂષોના જાણવામાં આવી શકશે.

હુ આ સૂચનાને ટેકો આપુ છુ. સર્વ હેવાલ સુધારા ગેઝેટ પત્રમા પ્રસિદ્ધ થશે;" કહી બેસી ગઇ અને તરતજ જયાગૌરી ઉભી થઈ;

"હું કેસર બ્હેનની સૂચનાને ટેકો આપુ છું અને ઇચ્છું છુ કે આજે આ સભામાંથી સર્વ પુરૂષોએ ચાલ્યા જવું.

હુ આ ઠરાવની વિરૂદ્ધ છુ કારણ કે આ સભામા પુરૂષોના

પધારવાથી આપણને કાંઇ હરકત થાય તે અસંભવિત છે.

જ્યાંસુધી પુરૂષો આ સભામાં હાજર રહેશે ત્યાંસુધી સ્ત્રીઓથી બરાબર છટાથી અને ખુલ્લાસાથી પોતાના વિચાર જણાવી શકાશે નહી.

સભામા આવેલા પુરૂષોને અપમાન કરી કાઢવા એ ઠીક નથી. ઈટ ઇઝ નોટ ગુડ ઓન અવર પાર્ટ.

યસ રીઅલી ઇટ ઇઝ નોટ ગુડ હા ખરેખર એ ઠીક નથી. હુ બી એવનના થરાવને મતતી થઇ છું માતીડાઓને ઇન્સલ્ટ કરીને કાઢવા એ ઘનુ જ ખરાબ છે પાપ છે" આ પ્રમાણે શીરીન નામની પારસી બાળાએ કહ્યુ, અને કાન્તાનો મિજાસ જતો રહ્યો અને તપીને કહેવા લાગી,

"સીટ ડાઉન, સીટ ડાઉન યુ શીરીનબાઇ સીટ ડાઉન. બેસી જાઓ, બેસી જાઓ શીરીનબાઈ બેસી જાઓ, એકવાર આ સૂચનાનો ખુલ્લાસો થઇ ગયો છે સીટ ડાઉન કાઇન્ડલી સીટ ડાઉન આથી સભામા વધારે ગડબડ મચી રહી અને ભારે ઘોઘાટ થઇ રહ્યો છેવટે લેડી લાઇટ સભાને શાન્ત કરવાના ઉદ્દેશથી ઉભા થઇ સભાને સમજાવવા લાગ્યા,

"બ્હેનો આમ એકદમ ગુસ્સે શા માટે થાઓ છો? આ મીટીંગમા જે જે વિચાર થશે તે પુરૂષો સાભળશે તે બહુ સારી વાત છે તેઓ પણ પોતાના વિચારને જણાવશે, અને આપણને મદદ કરતા થઈ પડશે. જે બ્હેનોને પુરૂષોની હાજરી ના જોઈતી હોય તેઓ પોતપોતાના હાથ ઉંચા કરો! !" આ સાંભળી કુસુમ શિરીનબાઇ, નર્મદા અને પાર્વતી સિવાય તમામ સ્ત્રીમડળે

પોતાંના હાથ ઉંચા કર્યા; આવો અદ્ભુત બનાવ જોઈ લેડી લાઇટ કાક મનમા ક્ષોભ પામ્યા અને ગ ભીરાઇથી કહેવા લાગ્યાં.

"ઓહ આઇ એમ હાઇલી સોરી સોરી ટૂ સી યુ. અરે હું ઘની દિલગીર દિલગીર દિલગીર છું ભનેલી સુધરેલી હીંદુ સ્ત્રીઓ પોતાના ધનીનાં હાથે કરીને ઇનસલ્ત અપમાન કરે છે. ઠીક ત્યારે પુરૂષોએ આ ઠરાવને માન આપવા સારૂ મહેરબાની કરવી.'' આવું વિવેક ભર્યુ બોલવુ સાભળી નવનિતલાલ ઉભા થયા અને કેડે હાથ દઇ કહેવા લાગ્યા.

"બહુ સારૂ વેરી ગુડ, ઉવી આર નોટ સૅારી એટ ઓલ, એમા અમે જરાયે દિલગીર નથી.'" મધુકર પણ રોફબધ ઉભો થઇ કહેવા લાગ્યો;

"આજ આ સ્ત્રી મ ડળની સમાજ જોઇને અમને ઘણોજ આન દ થાય છે, અમે ઘણી ખુશીથી જવાને તૈયાર છીએ." રસિકલાલને પણ કાઇ બોલવાનુ મન થયું તેથી પોતે એકદમ ઉભા થયા;

"આજના પ્રસ ગે પુરૂષ મ ડળને અપમાન ન થાય તેવા મધુર શબ્દોમા પ્રેસીડેન્ટ સાહેબે જે રીકવેસ્ટ માગણી કરી છે તે ઘણી ખુશીની વાત છે.' નવલશ કર પણ ઉભો થઇ બોલવા લાગ્યો;

"આજે સ્ત્રીઓ આવી સુધારા સમાજનું કામ સ્વત ત્રપણે કરવા તૈયાર થઇ છે તે જોઇને અમને ઘણોજ સ તોષ થાય છે. સ્ત્રીઓની ઉચ્ચ આગરૂ વિષે અમે હમેશા વિચાર કરતા હતા તેજ આગરૂ તેમણે પોતાની મેળે સ પાદન કરવાનો નિર્ભયપણે

યત્ન શરૂ કર્યો છે તે એક દેશના ઉદયનું ચિન્હ છે. " આ પ્રમાણે ધન્યવાદ આપી એક પછી એક એમ ઘણાક પુરૂષો વિદાય થઇ ગયા. જાણીતા સુધારક. મી. મનમોહનદાસ ઉઠી ઉભા થયા અને કહેવા લાગ્યા,

" હવે ખચિત આ પુઅર ઇન્ડીઆ ગરીબ હિંદુસ્તાનનું નસીબ ફરશે હીંદુ સ્ત્રીઓ સુખી થશે અને આ સુધારા સમાજનો ઉદય થશે. અમે ઘણી ખુશીથી આ મંડળને ધન્યવાદ આપી ઘેર જઇએ છીએ. " મનમોહનદાસના ગયા પછી મી. વેણીશંકર ઉભા થયા,

' મને તો જરૂર એમ લાગે છે કે હવે હિંદુસ્તાનના ઉદયના દિવસ પાસે આવ્યા છે. સ્યુઅરલી નક્કી હવે આ દેશની સંપત્તી વધનાર, સરટનલી ખચિત હવે આ દેશની સંતતી સુધારનાર, પોઝીટીવલી જરૂર હવે આ દેશમા રામચંદ્ર જેવા અવતાર થનાર, ઇંન્ડીડ ખરેખર હવે શિવાજી જેવા શુરવીર મહારાજાને જન્મ આપનાર સ્ત્રીઓ આ દેશમા નીપજનાર અને રીઅલી હવે આ ઇન્ડીઆની પોવર્ટી નિર્ધનતા મટી જનાર, સ્ત્રી કેળવણી વધનાર અને સ્ત્રી સ્વતંત્રતાનો સૂર્ય ઉગનાર ! ! ભાઇઓ હવે આ દયામણા હિંદુસ્તાનના દુ:ખના દિવસો જતા રહી સુખના દીવસો આવશે, અને આ મંડળ સુધરીને આખા આર્યાવૃતને સુધારશે અને સુધારાની બોલબાલા બોલાવશે. હવે ટુંક સમયમા નેપોલીયન, નેલ્સન, વેલીંગટન, પીટ અને ગ્લાડસ્ટન જેવા પ્રતાપી પુરૂષો આ ભૂમિમા ઉત્પન્ન થઈ દેશનુ દળદર દૂર કરશે. મહેરબાન બાનુઓ હવે તમે તમારૂ કામકાજ

સુખેથી ચલાવો, સુધારાથી ભરપુર સુખકર ઠરાવો પસાર કરો અને આ ગરીબ દેશને આબાદ કરો "!! કહી તમામ પુરૂષ હોલી હૅાલ છોડી વિદાય થઇ ગયો; પછી કેસર હરખાતી હરખાતી ઉભી થઇ અને કહેવા લાગી

"બસ આવા એજ્યુકેટેડ સુધરેલા અને સમજુ પુરૂષો જોઇએ. ચાલો હવે આપણે આપણુ કામ બીગીન કરીએ. બાળાઓ તમે સ્વતંત્રતાની લ્હેજત ચખાડનાર એક સુંદર સ્વદેશ કિર્તન ગાઇ સભામાં શાન્તી પ્રસરાવો"!! કેસરની સૂચનાથી ચાર નાની ઉછરતી કન્યાઓ સ્વદેશ કીર્તન ગાવા લાગી અને હારમોનીયમનો મધુર સ્વર આખા હોલી હૅાલને આનંદમય કરવા લાગ્યો,

* * *

સ્વદેશની ભક્તિરે ક કોઇ વિરલા જાણે,
સ્વતંત્રતાના રસનીરે લહેજત કોઇ પરમાણે—૦
ત્રણે પદાર્થ છે દેશભક્તિમા ધર્મ અર્થ વળી કામ,
સ્વદેશ ભક્તને દેશની પ્રીતિ મોક્ષ એ સુખ ધામ.
ક કે'ય નહીં બીજું રે મસ્ત એ દેશ અભિમાને—૦
માટે સ્વદેશીઓ સહુ માન ધરી અંતર આ ઉપદેશ,
જન્મભૂમિ પામી ઉદય દીનોદીન ઉજળી રહે હમેશ,
ક એમ કરો ઉદ્યમરે ચુકો ન ચોટ નિશાને—૦
સ્વ હ હ ત્રવ

બુલબુલ જેવા કંઠવાળી બાળાઓના મધુરા ગાયનથી સભામા અપૂર્વ શાન્તી પથરાઇ ગઇ, અને દરેક જણના મનમા

અલૌકીક આનંદની ઉર્મી છવાઇ ગઇ !! ભાસ્કરરાવ સાથે પુનર્લગ્ન કરનારી જાણીતી સુધરેલી બાળા મંજુલા ઉભી થઇને કહેવા લાગી;

" બ્હેનો આ કેસર બ્હેને મને જુના વિચારના હડહડતા શત્રુઓના પંજામાથી છોડાવી છે અને મારૂં ફરી મેરેજ પુનર્લગ્ન કરાવ્યું છે માટે હું તેમનો ખાસ આભાર માનુછું. મારા જેવી સેંકડો વિધવાઓ રંડાપાના દુઃખમાં દટાઇ ગઈ છે, કટાઇ ગઇ છે અને જંગલી રૂઢીઓની જાળમા જુના વિચારના હિમાયતીઓના જુલમથી ત્રાહ્ય ત્ર'હ્ય કરી રહી છે. સેંકડો સુકુમાર ઉછરતી બાળાઓ વિધવાપણાના સંકટમા પાયમાલ થઇ ગઈ છે, માટે હે દયાળુ દેવીઓ તે સુકુમાર સુંદરીઓની વ્હારે ચઢી અબળા જાતિના દુઃખ ઓછા કરો અને સુધારાનો વિજય વાવટો પુનર્લગ્ન કરાવી કરાવીને આખા દેશમા ફરકાવો " કહી તાળીઓના અવાજો વચ્ચે મંજુલા બેસી ગઇ અને જયઘોષા ઉભી થઇ બોલવા લાગી,

" બ્હેનો ! મારે પુનર્લગ્નના સંબંધમા એવી સૂચના કરવાની છે કે જે સ્ત્રી પર દૈવયોગે રંડાપાનું દુઃખ આવે અને જ્યારે ઘાતકી ઘરડા બુઢ્ઢાઓ, રાક્ષસો પીશાચો, ડેવીલો, વ્હેમીદાસો મૂર્ખ હીંદુડાઓ તેના ઉપર જુલમ ગુજારે ત્યારે તે વિધવાઓએ આ સભા ઉપર એક પીટીશન અરજી મોકલવી, અને જ્યારે તે અરજી સભામા આવે ત્યારે સભાના સર્વ સભાસદોએ એ ઘાતકો જુલમગાર પર પ્રોસીક્યુશન કરવાનાં સ્ટેપ લેવા, પછી તેણે આ સભામા દાખલ થવું એટલે સભાસદો તેને વાસ્તે લાયક વર જોઇ તેનું પુનર્લગ્ન કરાવી તેને સુખી કરશે. " કહી જયઘોષા બેસી ગઇ અને કપિલા ઉભી થઇ,

" નવલબ્હેન હવે પહેલી અરજી તમારી તરફથી આવવી જોઇએ.

હા હું તો આપવાને રેડી તૈયાર છું; પણ મારાં જુલમગાર સાસરાઆંની મને મોટી બીક છે. મારાં ઘરડા માબાપ અને સાસુ સસરા હજુ જીવે છે. જ્યાસુધી તે પાપ હયાત છે ત્યાં સુધી મારાથી અરજી આપી શકાશે નહીં.

ત્યારે પછી આ ઠરાવનો અમલ શો ?

તે વિષે હુ ઘેર જઇને વિચાર કરીશ અને પછી તમને જવાબ દઇશ.

બ્હેનો હવે મારે એક નવી સૂચના કરવાની એ છે કે આપણામાની ઘણીખરી સુદરીઓ મેટ્રીક પાસ થઈ છે, અને તેમાના કેટલીક તો સમર્થ વિદ્વાન ડાકટરણી, વકીલાણી સુધારક અને દેશાભિમાની છે, માટે તેમણે રાજકીય સવાલમા પુરૂષો જેટલા હક્ક લેવાનો ખાસ જરૂર છે.

અલબત એમજ થવું જોઇએ, ઓફકોર્સ સો. સ્થાનિક સ્વરાજમા પણ પુરૂષોના જેટલોજ સ્ત્રીઓને સભામા બેસવાનો અને સરકારની ધારા સભામા પણ દાખલ થવાનો સરખો હક્ક છે જ્યાસુધી સ્ત્રીઓને રાજકીય સવાલના કામકાજમાં દાખલ થવાનો હક્ક ના મળે ત્યાંસુધી આપણે બધાએ તન મન અને ધનથી પાર્લામેન્ટ સુધી લડત ચલાવવી જોઇએ.

ઓહ યસ, રીઅલી રાઈટ, ઇટ મસ્ટ બી સો. અરે હા બરાબર છે બરાબર તેમાં કાઇ પણ શક નથી તેમજ થવું જોઇએ.

ત્યારે શું એકલપેટા પુરૂષોએજ બધી વાતનો કોન્ટ્રાક્ટ લીધો છે ?

અરે નેવર, નહીં નહીં, કદિ નહીં. ઇશ્વરના રાજમાં જેમ સઘળા સરખા છે તેમ આ સંસારમાં પણ સ્ત્રી પુરૂષના સરખા હક્ક છે.

બ્હેનો મારે એક સૂચના એવી કરવાની છે કે આજકાલ ચુવાન કન્યાઓનાં ઘરડા ખોખલા ખવીસો સાથે લગ્ન થાય છે તે લગ્ન આપણી સભાએ વચમાં પડી અટકાવવા જોઇએ.

બ્હેન વસતીકા આતો તમે તમારા અનુભવની વાત કરી.

અલબત શા માટે ન કરે ? સર્વ જણાંએ પોતપોતાની વાત કહેવી. આ સભા દરેકનાં દુઃખ દૂર કરવાને શકિતવાન છે

બ્હેનો મારી પણ એક એવી સૂચના છે કે કન્યાનાં બાળપણમાં લગ્ન કરવાં નહીં, અને શ્રીમતોએ પોતાની પુત્રી ગરીબ પુરૂષને પરણાવવી નહી અને ગરીબ વરને ઘરજમાઇ કરવો નહીં.

કેસર બ્હેન આ બાબત વિષે તમારો શુ અભિપ્રાય છે ? અનુભવના જે વિચાર હોય તે દર્શાવો.

વિજયા બ્હેન આ સૂચના ઉપર હું એક ખાસ વધારો મૂકુ છુ કે આપણા મધ્યે ચોઇશ મેરેજો પ્રીતિ લગ્નો શરૂ થવા જોઇએ. આજ કાલ પુરૂષો પોતાના પાપી પેટ ઠંડા કરવા સારૂ અને સ્ત્રીઓને ગુલામડી ચાકરડી અને ભાર ઉપાડનારી ગધેડીઓ બનાવવા સારૂ ચોઇશ મેરેજોનો ચાલ ચાલવા દેતા નથી, પણ બ્હેનો પ્રીતિલગ્નો સ્વયંવરાદી લગ્નો આપણામાં અનાદી કાળથી થતાં આવેલા છે, પણ એકલપેટા કન્યાધન ઉપર મોજશોખ

કરમાર સ્વાર્થી જુલમગાર પુરૂષોએ સ્ત્રીઓને પોતાની ગુલામડી બનાવી સ્વતંત્રતા ઝુંટવી લીધી છે, અને સદાને વાસ્તે ગરીબ ગાય જેવી અબળાને પરવશ બનાવી દીધી છે. આહા સુધરેલા યુરોપ આદિ દેશોમાં પ્રીતિલગ્નો ધમધોકાર ચાલુજ છે તેથી તેમનો સંસાર કેવો સુખી છે ? સ્ત્રીઓ સ્વતંત્રતાનું ઉત્તમ સુખ ભોગવી નારી દેહનું સાર્થક કરે છે માટે આપણે પણ પ્રીતિલગ્નો સારૂ પ્રયાસ કરવો જોઇએ. આપણામા ચોઇસ મેરેજો એકલા નિરંકુશ આખલા પુરૂષોજ કરે છે અને સ્ત્રીઓ જો કરવા જાય છે તો તેને માર મારી ઠાર કરી નાંખે છે, આ ઘણા જુલમની વાત છે. બ્હેનો તમે સૌ તમારા મનમાં વિચાર કરો કે સ્ત્રીજાત જન્મ લઇને મરતા સુધી શુ સુખ ભોગવે છે ? બિચારી માને પેટ બળદીયા અને ગધેડાની માફક અવતાર લઇ, સાંજ સવાર એક ગુલામડીની માફક ગદ્ધાવૈતરૂ કરી પોતાની જીંદગીને પુરી કરે છે. ગરીબ બિચારી ગોરી સવારમા ત્રણ વાગે ઉઠે, જો ના ઉઠે તો સાસુ ગાળો ભાડે અગર ધણી મારે, ત્રણ વાગે ઉઠીને શિયાળાની કડકડતી ટાઢમાં અને ચોમાસાનાં સખત ઝાપટામા ઘંટીએ દળવા બેસે, અગર ખાણીઆ પર જઇ ખાડવા બેસે, પાચ વાગે ત્યારે વાસી કામ કરી વાસીદુ વાળે, લોટા ઉડકે, પથારીઓ ઉપાડે, દેવતા સળગાવે, પાણી ઉનુ મૂકે, આખુ ઘર વાળી ઝુડીને સાફ રાખે, પછી બિચારી દીશાએ જાય, દાતણ પાણી કરી નાહી ધોઇ ઘરના બધાં માણુસને દશ વાગતામા રાંધી ખવરાવે પછી એઠવાડ કાઢે, અબોટ કરે, અને પછી ખાય એટલે બાર વાગી જાય; ત્યાર બાદ બપોરે તેના કરમે ખાંડવાનુ દળવાનું કે સીવવા ભરવાનું તૈયાર હોય તે કરે, પાંચ વાગે એટલે

દેવતા સળગાવે, દૂધ લાવે, શાક સમારે અને આઠ વાગતાં સુધીમાં પાછા ઘરનાને રાંધી ખવરાવે, પછી એઠવાડ અબોટ કરી દશ વાગે ખાય, પછી બિચારી થાકી પાકી દશ અગીઆર વાગે સ્વામિનાથના શયનભૂવનમા જાય, જો સ્વામિનાથ સારા હોય તો તેને પગ ચાપવા બેસાડે, અને જો માવડીઆ હોય તો તેને અચ્છી રીતે પડતાળે, બિચારીને આખો દિવસ સાસુ સારે, નણુદ બાળે, છોકરા છૈયાં પજવે અને સ્વામિનુ અધુરૂં રહ્યું હોય તો રાતે આવી મા બ્હેનની ચડાવાની વાતો સાભળી બિચારીને મણુ માર મારે!! કહો બ્હેનો આપણી સ્ત્રીજાત પર આ ઓછો જુલમ છે? સ્વામિનાથ સ્વચ્છદી બને, વ્યસની બને, લુચ્ચા બને, આધળા થાય, લુલ્લા થાય, બ્હેરા થાય અને મરજીમાં આવે તેમ કરે, મરજીમા આવે તેમ ખાય, અને મરજીમા આવે ત્યા જાય, આ સઘળુ આર્યોના સુખી સસારમા રોજ ચાલ્યા કરે!! ધણીને કોઇ ના કહે, ધણીનો કોઇ ધણી? ધણીને પૂછે તેને પરમેશ્વર પૂછે! પામર અલેતી અબળા જો જરા વાકી ચાલે અગર તેનો વાક આવે તો તેના બરડા પર સોટીઓનો માર, ગાળોનો વરસાદ, સાસરીઆના મેણાની વૃષ્ટી અને માબાપની સદા કુદૃષ્ટી, એટલુ જ નહી પણુ જોતજોતામાં તે નિરાધાર નારી પાયમાલ થાય, તેના ઘરાણા ગાઠાંનુ હરણુ થઇ સાસરેથી દેશનિકાલ થાય અને હમેશને વાસ્તે શૅાકયની શૂળી ઉપર વીધાઇ જાય?

વેલ સેઇડ, વેલ સેઇડ, શાબાશ, શાબાશ, સત્ય કહ્યું, સારૂં કહ્યુ "!! આ પ્રમાણે તાળીઓનો અને ધન્યવાદનો કેસર

પરં વરસાદ વરસ્યો; કેસર હરખાતી હરખાતી ફૂલાતી ફૂલાતી નીચે બેસી ગઇ અને સાવળીંગા ઉભી થઇ;

" બ્હેનો મારી એવી સૂચના છે કે આજ કાલ આર્યવર્તમાં અભક્ષાભક્ષ ખોરાકનો પ્રચાર ઘણોજ વધતો જાય છે, માટે તે પ્રચાર અટકાવવા સારૂ આપણે કાંઇ પ્રતિબંધ કરવો જોઇએ.

સાવળીંગા બ્હેન તે સૂચના ઉપર મારૂ કહેવું એવુ છે કે થાક ઉતારવાને માટે તથા શરીર સુધારવાને માટે દારૂનો ઉપયોગ કરવો પડે તો તે કરવો તે સિવાય તેને છાયડે પણ જવુ નહીં.

હુ આ સૂચનાને ટેકો આપુ છુ.

બ્હેનો હુ એથી વિરૂદ્ધ પડી એમ જણાવુ છુ કે અભક્ષાભક્ષ ખોરાકને કદી પણ સ્પર્શ કરવોજ નહી, તેને દેખીને દશ ગાઉ દૂર અળગા જાતીએ નાસવું, અને પોતાના ધર્મને સાચવવો.

હુ આ સૂચનાની વિરૂદ્ધ છુ.

હુ એ સૂચનાની તરફેણમા છુ. તેમજ થવુ જોઇએ. વાઇન અને કૉડલીવર ઓઇલ અગર બીજો એવા કોઇ પદાર્થ કે જેની ડાકટર ભલામણ કરે તે કોઇપણ કારણથી અગર શરીર સુધારણાર્થે બીલકુલ વાપરવા નહી, અને તેનાથી સ્ત્રીઓએ સર્વદા દૂર રહેવુ એજ ડહાપણ ભરેલુ છે.

એ તમારૂં કહેવું તમારી પાસે રહેશે. એમ તો ન ચાલે બા. આ કાયા તો માટીની છે, અમર નથી, ક્ષણભંગુર છે, નાશવંત છે, કાગળની કોથળી સમાન છે, ઘડીકમા કથળતાં વાર ન લાગે બા. દારૂથી સદાયે દૂર ન રહેવાય. આ રોયા ડાકટરો જ દારૂની ભલામણ કરે છે. હાવે બા એમ તો ન ચાલે. આ

રોઇ હુંજ ગઈ કાલે ડાક્ટર મચેરજી મરઘાને મારી તબીયત બતાવવા સારૂ ગઈ હતી; બા મને રોજે રાતના છાતીમાં સણકા આવતા હતા અને પાછલી રાતની ઉધરસ ઉપડતી હતી; દાકતરે મારી છાતી તપાસીને તરતજ મને કૉડલીવર ઓઇલની બાટલી લાવવાની કહી, અને એકસ ઓ નંબર ટુ સ્પીરીટ વાઇનની શીશી લાવવાની કહી. બા તે બાટલીઓ હું લાવી અને બે દિવસ જરા જરા પીધી કે તરતજ હું ઘોડા જેવી ટટાર થઈ અને આજે સભામાં આવવાને ભાગ્યશાળી થઇ. અભક્ષાભક્ષ ખોરાકથી નાસી નાસોને આપણાથી કેટલું દૂર જવાશે ? આ રોયા દારૂનો તો દહાડામાં દોઢસો વખત ખપ પડે! બા "આપણે બાયડીઓને તો કૉડલીવર ઓઇલ અને ઇનવેલીડ પોર્ટવાઇન વગર ઘડીએ ના ચાલે ! મારી કેડ અને છાતી તો કૉડલીવર ઓઇલ વગર ફાટી જાય છે, માટે તેનો તો રૂડો પ્રતાપ છે!!" એટલામાં ઇદુમતી મીડવાઇફ ઉભી થઇને બોલવા લાગી,

"બ્હેનો મેડીસીન ઔષધ અને ડેમીલીટી નબળાઈ તરીકે કૉડલીવર અને વાઇન વાપરવાને કોઇપણ રીતની હરકત નથી. ટોનીક ફુડ પૌષ્ટીક ખોરાક તરીકે કૉડલીવર ઓઈલ, ઑવરીલ, પેપસીન પોરસી, એક્સ્ટ્રેક્ટ ઓફ મીટ, એગ્સનુ મિશ્રણ, સ્પીરીટ વાઈનમ ગ્યાલેસી, ઇનવેલીડ પોર્ટવાઇન બેધડક ધર્મની કાંઇપણ આભડછેટ વગર વાપરવા જોઇએ. હું મારા લાંબા મીડવાઇફના ધંધાના અનુભવથી કહું છું કે હીંદુ સ્ત્રીઓના બાધા બાળ લગ્ન આદી દુષ્ટ રિવાજોને લીધે ઘણા નબળા છે; સેકડે ૩૦ ટકા જેટલી સ્ત્રીઓ પહેલીવારની સુવાવડમાં મરણ

પામે છે, અને ૪૦ ટકા જેટલી સ્ત્રીઓ બીજીવારની સુવાવડ વખતે મર્ણ પામે છે અને ૧૫ ટકા જેટલી સ્ત્રીઓ કસુવાવડ અને ગર્ભપાતનો ભોગ થઇ મર્ણ પામે છે અને બાકીની ક્ષય અને સુવારોગમાં ખપી જાય છે; આ ઉપરથી હીંદુ સ્ત્રીઓને કૉડલીવર ઓઇલ અને સ્પીરીટ વાઇનની ઘણી જરૂરીઆત રહે છે. કૉડલીવર ઓઇલ અને દારૂ ઉપર નિર્વાહ ચલાવનારી સ્ત્રીઓમા મરણનુ ઘણુ ઓછુંજ પ્રમાણુ આવે છે એમ હુ મારા વૈદક ધ ધાના અનુભવથી કહી શકુ છુ." આ પ્રમાણે ભાષણ કરી મીડવાઇફ્ સાહેબ બેશી ગયાં અને લલિતાગવરી લટક મટક કરતાં ઉભાં થઇ બોલવા લાગ્યાં.

"હુ મારા ખરા અ તઃકરણથી ક્રોમ ધી બોટમ ઓફ માય હાર્ટ મીડવાઇફ ઇંદુમતી બ્હેનના વિચારને મલતી થાઉ છું, દારૂથી દૂર રહેવાની હિમાયત જે જે દોઢ ડાહી સ્ત્રીઓ કરે છે તે તેમની મૂર્ખાઇ છે તે દારૂના દેવાંશી ગુણથી તદ્દન અજ્ઞાત છે, અજાણી છે હીદુ કુટુ બોમાં હવે જતે દિવસે દારૂનો ઘડીએ ઘડીએ ખપ પડે તેમ છે. આ કોઇ બચ્ચું છોકરૂં કોકો કીકી મેડથી હેઠે પડી ગયું, માથુ ફૂટી ગયું, પગ ઉતરી ગયો, કરમોડ ખાધી, લચક આવી, લોહીની ગાંઠ બાઝી તે વખતે ઉત્તમ દવા, ઉત્તમ સલાહ અને ઉત્તમ સારવાર વૈદની, હકીમની, ઘર-ઘરાઉ, ડાકટરની કે મોટા સીવીલ સરજનની દારૂ, બસ દારૂ દારૂ અને દારૂજ! દારૂ લાવો, જ્યાં ઇજા થઈ હોય ત્યાં ચોપડો, માલીસ કરો, જરા પાણીમાં ચમચી મિશ્ર કરી પાઓ, અરે ઘા પર ધાર કરો ! ઘરમાં અકસ્માત કોઇને મંદવાડ થયો, ગભરાઈ

ગયું, મૂર્છા થઈ, પ્લેગ થયો, કોલેરા થયું ઓર હરકોઈ ભયંકર દરદ થયુ ત્યારે કહેશે કે ડાકટરને બોલાવો, આ કોઈ બોલાવા ગયું અને ગાડીમાં બેસી ડાકટરસાહેબ લટક મટક કરતા આમો-ન્યાની બાટલી ઝાલી જોવા આવ્યા, દરદીને ઉચો નીચો કરી ઉંધો ચતો કરી આખા શરીરમા રબરની ભુગળી મૂકી સ્ટેથેસ-કોપથી તપાસ્યો, પછી કહેશે કે દરદી ઘણોજ નબળો થઈ ગયો છે, ના કૌવત થઈ ગયો છે, કમજોર થઈ ગયો છે, હલાક થઈ ગયો છે, વીક થઈ ગયો છે, તેનુ હાર્ટ હૃદય મદ પડી ગયુ છે, હૃદય બરાબર કામ કરતુ નથી, પલ્સેશન નાડીના ધબકારા નબળા છે, પલ્સ ઈરેગ્યુલર છે, હાર્ટ વીક છે તેને ગરમાળાની ઘણી જરૂર છે. સ્ટીમ્યુલન્ટની જરૂર છે. કારડીક ટોનીક હૃદય પૌષ્ટીક દવાની જરૂર છે. ઉત્તમ સ્ટીમ્યુલન્ટ અને કારડીક ટોનીક ડ્રગ કીયો ? ઓનલી સ્પીરીટ વાઈનમ ગ્યાલેસી ! ફક્ત દારૂ, તો તે વખતે સ્કોચ વીસ્કી, બીહાઈવ, ફ્રેન્ચ, ચાર્ઈની, પોર્ટવાઈન, અને એકસો નબર ટુનોજ ખપ પડવાનો ! !

જ્યારે સ્ત્રીને સુવાવડ આવે ત્યારે દારૂ તો ખાસ કરીનેજ જોઈએ ! સુવાવડમા સ્ત્રીનો સાચો ધણી કોણ ? ફક્ત એકસ-ક્વાયર સ્પીરીટ, મી. વાઈન, મદીરા, મધુ, દેવતાઓએ દરિયો ડોળીને કાઢેલો ચૌદ રત્નમાનો એક રત્નરાજ દારૂ ! આ ઉપરથી તમને સઘળાને જણાઈ આવશે કે કૉડલીવર ઓઈલ અને સ્પીરીટનો હીંદુ ઘર સસારમા કેટલો બધો ખપ પડે છે ? મારૂ તો એવુંજ કહેવુ છે કે જ્યારે તે વાપરવાની જે વખતે જરૂર પડે ત્યારે ખુશીથી વાપરવાં. જ્યારે તે વાપરવાનુ મન થાય

ત્યારે ફક્ત ઔષધી તરીકે તેને મનમાં માનીને વાપરવાં. મોજ-શોખ સારૂ સ્વાદિષ્ટ તરીકે મનમા માની વાપરવા નહીં, દવા તરીકે ગણી વાપરવાને કોઇપણ રીતનો બાધ નથી." આ પ્રમાણે કહી બેસી જતા તાળીઓનો ગડગડાટ થઈ રહ્યો, થોડીવાર પછી વસતિકા ઉભી થઈ અને લ્હેકા કરી લેક્ચર આપવા લાગી.

"બ્હેનો જુના વિચારના જુલમગાર આર્યો ઘણાજ બેવકુફ છે તેઓએ અત્યારસુધી ભાજીપાલાના ખોરાક પર રહી દેશને નિર્બળ કર્યો છે, તેમાયે આપણા બાળલગ્ન કરી કરીને શરીરના બાધાઓને તોડી નાખ્યા છે, આપણા ગાત્ર ઢીલા કરી નાખ્યા છે, અને આર્યાવર્તની વિર વિરાગના ગણાતી સબળા સુદરીઓને નિર્બળા અબળા બનાવી દીધી છે જ્યાસુધી આર્યમહિલાઓને પોષણકારક ખોરાક આપવામા આવતો નથી ત્યાસુધી આર્યા-વર્તની સતતિ સબળ શક્તિવાન નીવડે તે ભવિષ્યમાં ઘણુ જ મુશ્કેલ છે. આજકાલ આપણે સ્ત્રીઓ ફક્ત લાડવા લાપશી ખાઇનેજ દેખાવડી થઇઓ છીએ પણ આપણામા કૌવતને નામે તો ફક્ત મીંડુ છે, ચરબી છે અને વાયુ છે, માટે જમાનાને માન આપી આપણા ખોરાકમા કાક સુધારો કરવાની જરૂર છે " કહી બેસી ગઈ તેટલામા બચુબાઈ નામની પારસીબાળા ઉભી થઈ બોલવા લાગી,

"વેરી ગુદ વેરી ગુદ પોઝીતીવ્લી ઇતિ ઇઝિ સો ! ધનુ સારૂ ધનુ સારૂ ખરેખર એમજ છે તમે સઘલા પોચાં ગુજરા-તીઓ ધીલો અને પચપચતો ખોરાક ખાઓછો, દાલના સબરકા

અને હડીંના લપરકા, વાલના બુકા અને લારવાના ફોલીઆજ ફક્ત ખાઈ જાનો છો, બીજુ કાંઈ બી જાનતાં નથી. ખાવા બેસે ત્યારે સબરક સબરક દાલના પાનીના સગરકા મારે અને મોંના બચરકા બોલાવે, અને કાંઈ બીં કામ કરવા બેસે અગર કાંઈ ધકકો ખાવાનો આવે તો ધબરક ધબરક છાનાંમાનાં બાનાં બતાવી સતકી જાય, અને મો સતારી ખૂને ખોચરે ભરાઈ જાય આ સધલી તમારી બેવકુફાઈ અને મૂર્ખાઈ છે તમે ઇશ્વરનો મોતો ગુન્હો કીધો છે જ્યારે પૌષ્ટીક અને પોષણકારક ખોરાક મનુષ્યોએ ખાવો નહિ, તેવી જો ખોદાની મરજી હોત તો આપણને આ રાક્ષસી દાત આપ્યાજ નહિ હોત? પન તેમ નથી તેની લોકોને જરૂર છે. તેમાએ આ ઇન્ડીઆમાં તો ખાસ કરીને જરૂર છે, માતે તમારે સધલાએ વસતીકા બ્હેનના શુકનને માન આપવું જોઇએ, આતલુ કહીને હુ બેસી જાઉ છુ.' એટલામા શીવલક્ષ્મી બોલવા ઉભી થઈ,

"બ્હેનો આપણે જાતી ધર્મના જુદા જુદા મતો તોડી નાખવા જોઇએ, કારણ કે न लिंग धर्मस्य कारणम् । આપણે દરેક એકજ બાપની ઇશ્વરની ખુદાની, અલ્લાની, રામની રહેમાનની, બુદ્ધની, બ્રહ્મની, શિવની, વિષ્ણુની, ઇશુખ્રીસ્તની, ગૅાડની અને મહાન્ લોર્ડની પ્રજા છીએ; આપણામા વનનેસ અને બ્રધરહુડ ઐકયતા અને ભાઇચારો રાખવો જોઇએ. સભાની સઘળી બ્હેનોએ એકજ ભાણે ખાઈ એકજ ધર્મે ચાલી અને એકજ ઇશ્વરને માનીને સપનો વધારો કરી સુધારાની બોલગાલા બોલાવી આ ગરીબ હિંદુસ્તાનનો ઉદય કરવો જોઇએ!!

બ્હેનો આ સર્વ સુધારા થવામાં ફક્ત સ્ત્રીઓની જરૂર છે અને પુરૂષોની જરૂર નથી એમ માનવું મૂર્ખાઈ ભરેલું છે, કારણ કે પુરૂષ વગર સ્ત્રીઓથી ઉપર કહેલા સુધારા થઈ શકે તેમ નથી.

બ્હેનો હવે પુરૂષો કાંઈ કરી શકે એમ નથી. જો તેમનામાં સુધારો કરવાની જાહેર હિંમત હોત તો આપણે સ્ત્રીઓએ આ મીટીંગ બોલાવવી ના પડત, પણ પબ્લીક સ્પીરીટ અને મોરલ કરેજની આપણામાં ઘણી ખામી છે. જ્યાસુધી તે ખામી છે ત્યાસુધી દેશોદય હમેશને વાસ્તે દૂર છે, બ્હેનો મારી એક બીજી સૂચના એ છે કે આપણામાથી સંગીતવિદ્યા અને નૃત્યકળા તદ્દન નાશ પામી છે, માટે ગાયનકળાની ખાસ કરીને ખીલવણી કરવી જોઈએ; અને તેને સારૂ રાજનગરના સુપ્રસિદ્ધ ઉસ્તાદ, તાનતોલખાને સારો પગાર આપી આપણી સભામાં રાખવાની જરૂર છે.

બ્હેનો હવે કોઇને સૂચના કરવાની અગર બોલવાની મરજી હોય તો બોલો ?

મારી એવી સૂચના છે કે સ્ત્રીઓએ રાધી ખાઇને તરતજ નવરાશની વખતમાં આપણી સમાજમા આવતા રહેવું જોઇએ; અને સમાજના અંગે એક હુન્નર ઉદ્યોગ આવડે તે સારૂ એક ખાતુ ઉઘાડવું જોઇએ. મેટ્રીકમા પાસ થએલી સ્ત્રીઓએ રાધવા, એઠવાડ કાઢવા અને બીજા હલકા કામ કરવાની બીલકુલ પરવા ન રાખવી, બની શકે તો તે સઘળું કામ એક ધાયજી રાખીને તેની પાસે કરાવી લેવુ; વખતે રાધવાનુ કામ પોતાને હાથે કરવું પડે તો તે કરી લેવાને હરકત નથી.

બ્હેનો મારી એવી સૂચના છે કે ગરીબ યા તવગર

કુટુંબની સ્ત્રી ગમે તો ભણેલી હોય અગર અભણ હોય તોપણ તેણે ખાસ કરીને મહોતાનો મેલા લુગડાનો ગાસડો બાંધી નદીએ યા તલાવે ધોવા જવુ નહિ માથે બેડાં લઈ ગામ બહાર કે પોળ બહાર કુવે પાણી ભરવા જવુ નહીં કોઈને ત્યા જઈને ભઠીઆરૂ કુટવુ નહિ, પથારી કરવી નહિ, અને ઘરમાથી સુંથીયુ લઈ ઘર બહાર આવી વાસીદુ વાળવુ નહી એઠવાડના વાસણ ઘર બહાર લઈ માજવા નહીં અને ઓટલે બેસી છોકરાનાં બાળોતીયા ધોકણાથી ધબધબ ધોવા નહી સાધુડીની માફક કે ત્યાન અગર ધોએલા લુગડા પહેરી ભગતાણી બની દેવદર્શન કરવા સારૂ જવુ નહી, પત્થરના પીતળના કોઈપણ ધાતુના દેવતાની પૂજા કરવી નહી તુલસીચારા અને પીપળાના ઝાડને પાણી પાવા જવુ નહી. રાત્રે ભજનમા અને કથામા જવુ નહીં. કાણ મોકાણના પ્રસંગે જાહેર રસ્તા ઉપર ધડીમ ધડીમ છાજીયા લઈ છેડો વાળના રોના જવુ નહી, નાટકમા જવાને સ્ત્રીઓને કોઈપણ રીતની હરકત નથી કપાળમા મોટા કંકુના બીલ્લાડા ચીતરવા નહીં ચાહ્યા અને અંબરબની આડો લગાડવી નહીં. હાથે મોટા દશશેરના બલૈયા શીંખળા અને ચુડલા પહેરવા નહીં. રબારણો અને મારવાડણોની માફક મોટા કામળા જેવા લફ્ફડ ફફ્ફડ થતા ઘાઘારા અને સાલ્લા જે ડાકણો અને ચુડેલો જેવા દેખાય છે તે બીલકુલ પહેરવા નહીં, અને પગમા અધમણની બેડીઓ કલ્લા સાંકળા અને ખસડપસડીઆ પગરખા પહેરવા નહીં મોટા છેડા વાળી લાજના ઘુમટા તાણવા નહી. ચીનાઈ રેશમની સાડી, સાટીનનો પોલકો, ગવન, કાનમા એરીંગ, હાથે ફેન્સી સોનાની અગર મોતીની બંગડીઓ યા નાના નાજુક

છેદો, પગમાં ફેન્સી ઘુઘરીઓવાળા હલકાં નાજુક સાંકળાં વગેરે ફેશનેબલ સુધરેલા ઠાઠમાઠનો પોશાક પહેરવો.

બ્હેનો મારી એક સૂચના એવી છે કે સ્ત્રીએઓ પુરૂષની પગચંપી બીલકુલ કરવી નહી, અને આખો દિવસ ઘરમાં ગોંધાઈ રહેવુ નહીં. કોઈનુ એઠુ જુઠું ખાવુ નહીં અને ખાડવા તથા દળવાનું કામ તો બીલકુલ કરવુ નહીં, અને તેમા દાળ વીણવાનું તો કરવુ જ નહીં. ખાડી ખાડીને અને દળી દળીને સ્ત્રીઓ ખરાબ થઇ જાય છે, અને હાથે તથા પગે ફોલ્લાઓ તથા ચામઠાઓ પડે છે, હાથ પગ બરડ થઇ જાય છે, છાતીમાં દુખાવો થાય છે અને દળી દળીને પગ રહી જાય છે, ગોટલા ચઢે છે અને કેડો તૂટી જાય છે તથા સ્ત્રીઓ કમરમાથી વાકી વળી જાય છે, વળી ડાગરનાં ફોતરાની ફૂગથી અને લોટનાં ઝીણાં ઉડતા બારીક રજકણોથી તથા અતિશય વળના પરસેવાથી સ્ત્રીઓ કાળી કદરૂપી થઈ જાય છે અને વહેલી વહેલી ડોશીઓ બની જાય છે માટે દળવા ખાડવાનુ કામ કરવામા વિચાર કરવો જોઇએ.

મારી સુધરેલી બ્હેનો જ્યારે તમારી સૂચના પ્રમાણે દરેક ઘર સંસારમા અમલ થશે ત્યારે પછી ઘરનું કામ કોણ કરશે ?

ઓહ કોન કરશે ? કોન કરશે ? કોન કરશે ? કોન કરશે ? ઘેલ ઇઝ પુરૂસો કરસે, ભાયરાઓ કરસે, ધનીઓ કરસે, માતીડાઓ કરસે અને આદમીઓ કરસે ! જો તેવન નહીં કરસે, તો નોકર રાખસે અગર ઘરડી બુઢ્ઢી સાસુ નણદ પાસે કરાવસે !!

શિરીનબેન તમે કહ્યું તે ખરૂં પણ જો આપણી સ્થિતિ

ગરીબ હોય તો કામકાજ શી રીતે કરાવવું ?

તે વખતે આપના બાલબચ્ચાં અને માતીડાઓ પાસે કામકાજ કરાવવાં ! આપનાં ઘરડા માબાપ પાસે કરાવવાં ! !

જ્યારે આપણે સુધરેલાં સ્ત્રી પુરૂષો ઘરડાં થઇશું ત્યારે ?

ત્યારે તમારા બપાવા કરસે, દાદા કરસે, ઢેમ ફૂલ કેવા નોનસેન્સ કવેશ્ચન છે ? કેવા જ ગલી શકુન કાઢે છે ?

ત્યારે તમે શુ એવી હિમાયત કરોછો કે સ્ત્રીઓએ સર્વદા ગુલામગીરી કરવી ? તમે કેવુ વિચિત્ર વદો છો ? તમે ભન્યાં ગન્યાં વિદવાન થયા. મેટ્રીક પાસ થયાં, તમારાં માન પિતાના સુધરેલા સ સ્કારમા ઉછર્યા તોપન તમે તો આવાને આવાં ઓરથોડાકસ બ્હેમી અને મૂર્ખ રહ્યાં ?! હુ તમારા વાન્તે ઘનીજ દિલગીર છુ. આઇ એમ વેરી સોરી ફોર યુ ?

બ્હેન તમે આમ ગુસ્સે શુ કામ થાઓ છો ? સ્ત્રીઓએ ગુલામગીરી ન કરવી પછી કાઈ ? તેઓએ સર્વદા રાજ કરવુ, મોજશોખ મારવો અને સ્વત ત્ર મગરૂર બની મન માને તેમ કરવુ, પણુ બ્હેન મને કૃપા કરી કહો તો ખરા કે પુરૂષો જ્યારે ઘરનુ કામકાજ કરશે ત્યારે કુટુ બ પોષણુના પૈસા કોણુ કમાશે ? શુ સ્ત્રીઓ કમાવા જશે ? બુટ પાટલુન અને કોટ પહેરીને સ્ત્રીઓ શુ દેશ પરદેશ નોકરી કરશે ?" ભારે હસાહસ થઈ રહે છે.

"ઓફ કોર્સ સો. સ્ત્રીઓજ કમાસે અને સ્ત્રીઓજ નોકરી કરસે, અને જતે દિવસે દેશનો ઉદય સ્ત્રીઓથીજ થસે. કદાપી સ્ત્રીઓ જો નહીં કમાય તો પુરૂષ અને સ્ત્રી બ ને મળીને કમાસે !

હા, હા, બરાબર કહ્યું ! બ્હેન નિશાળમાં જઇને મોટી પચીશ રૂપીઆના પગારની મહેતીજી બનશે અને ધણી પાંચ રૂપીઆમા પટાવાળાનુ કામ કરશે એમ ને ?

વાહ વાહ સુધારો! વાહ વાહ! બાઈ પથારી ઉપાડશે અને ભાઈ વાસીદુ વાળશે, બાઇ ખાંડશે અને ભાઇ ઘ ટીએ બેસશે, ભાઇ રાંધશે અને બાઈ જમશે. ભાઈ એઠવાડ કાઢશે અને બાઇ પાન સોપારી ખાશે. બાઈ મીટીંગમાં જઇ ભાષણુ કરશે અને ભાઈ ધરમાં રહી છોકરાંને રમાડશે. વાહવાહ મારી સુધરેલી બ્હેનો વાહવાહ ધન્ય છે તમારા સુધારાને !

તમારે ગમે તેવી અમારી નિંદા કરો, મશ્કરીઓ કરો અને અમારા સુધારા પર ફાવે તેવી ચર્ચા કરો, કટાક્ષો કરો અગર મન ચ્હાય તેમ કરો, તોપણુ તમે નિશ્ચય સમજજો કે જતે દિવસે અમારોજ વિજય થશે. અમારા સુધારાની જ બોલબાલા બોલાશે અને અમારા ભાષણોથી આર્યમસારનુ વ્હાણુ જે કુધાગ અને જગલી રૂઢીઓના ઝપાટામાં આવી ગયુ છે તે વ્હાણુ સુધારાને કિનારે આવી આર્યપ્રજાને સુખી કરશે, બચાવશે, અને તેમને દેશોદયના ઉમદા પ થે ચઢાવશે. દિવસે દિવસે હવે હિંદુસ્તાનના ઉદયના દિવસો પાસે આવતા જાય છે, જમાનો બદલાતો જાય છે, આર્યસંસારના સુભાગ્યે આવી સમાજો ઠેર ઠેર સ્થપાય છે અને અમારા જેવા સાચા દીલના સુધારકોના ઉપદેશથી સ્ત્રી સ્વતંત્રતા અને કેળવણીનાં બી સ્થળે સ્થળે રોપાય છે. સમય આવતા તે બી ઉગી નીકળી એક વૃક્ષના આકારમા ફેલાશે અને આખા આર્યાવર્તમાં સુધારાનો જયજયકાર થશે. આજ કાલ

કેળવણીની પ્રસાદી અમારા ઉપદેશથી ઘણી ખરી સન્નારીઓ લેવા લાગી છે, તેઓ જતે દિવસે સુધારાનો વિજય વાવટો આખા દેશમા ફરકાવી કુધારાનો નાશ કરશે ! !

થેન્કસ, થેન્કસ, થેન્કસ શાબાશ, શાબાશ, શાબાશ ધન્ય છે ! " જોસબંધ તાળીઓ પડે છે, તાળીઓ બંધ થયા પછી કુસુમ ભાષણ કરવા ઉભી થઈ અને વિનયપુર્વક બોલવા લાગી.

" માનવતા પ્રમુખ સાહેબ અને મારી આર્ય ભગીનીઓ!

આપણે બધા અહીંઆં જે જે કાંઈ નવા નવા વિચારો આપણા મનમા આવે તે વિચારોને સુધારીને યોગ્ય ક્રમમાં ગોઠવવા અને તેને વાસ્તે યોગ્ય નિયમો બાધવા સારૂ એકઠા થએલા છીએ. તમારા માટે હુ જે બે શબ્દો બોલુ તે યોગ્ય નથી કારણ કે તમારા જેટલુ જ્ઞાન અને ડહાપણ મારામા નથી માટે કદાચેત જો ભૂલથી અયોગ્ય શબ્દ કહી જવાય તો ક્ષમા કરજો ! !

બ્હેનો આ સભામા જે જે વિચારો સૂચનાઓ અને સુધારાઓ ઠરાવના રૂપમા મન્જુર થયા છે તે જોઈને દરેક સન્નારીને ઘણી નવાઈ અને દિલગીરી ઉપજે તેમ છે. અત્યાર સુધી થએલી સઘળી સૂચનાઓ પુરૂષ વર્ગને અપમાન આપનારી છે. તે આપણને અને આપણા આર્યસંસારને દુષણરૂપ અને કલંકિત કરનારી છે.

જગતની ઉત્પત્તિથી કહીએ તો ચાલે કે પરમાત્માએ કઠોરતા પુરૂષમા અને કોમળતા સ્ત્રીઓમા કુદરતી રીતે મૂકેલી છે અને તેજ કુદરતના ધર્મ પ્રમાણે આપણા ઘરસંસારની વ્યવસ્થા અપણા મહાન્ વિદ્વાન્ અને દૂર અંદેશી ઋષિ મુનિ-

એઓએ યોગ્ય રીતે સંપૂર્ણ ડહાપણથી અને વિવેકથી જે જે કાર્યો જેને લાયક છે તેને યોગ્ય પ્રમાણમાં સોંપીને કરેલી છે. તે સર્વ માન્ય અને સુખદાયક ધોરણ પરાપૂર્વથી ચાલતુ આવેલુ છે. સ્ત્રીજાત સ્વભાવિક રીતે ચંચળ અને સાહસિક છે તે વાત પ્રત્યક્ષ અનુભવ રીતે અને પ્રાચીન મહાત્માઓના દૃષ્ટાતના આધારથી સિદ્ધ થએલી છે, અને તેની વધારે સિદ્ધતા આજના ઠરાવો પરથી જણાઈ આવે તેમ છે. આપણા પ્રાચીન શાસ્ત્રવેત્તાઓએ અને ઋષિ મુનિયોએ સ્ત્રીઓ ઉપર પુરૂષનુ જે કાંઈ પ્રભુત્વ રાખેલુ છે તે ઘણોજ વિચાર કરીને અને સંપૂર્ણ દયા ભરેલા ડહાપણથી રાખેલુ છે, દુનિયાના તમામ દેશોને ચકીત અને મોહિત કરનારી આપણી વીર વસુન્ધરા પતિત પાવની અધમ ઉદ્ધારણી, દીન જન પોષીણી, આર્યજનની વિરભૂમિ, બ્રહ્મભૂમિ, ભક્તભૂમિ, કવિભૂમિ, ને દેવભૂમિ આર્ય વસુન્ધરા ભારતભૂમિ હિંદુસ્તાન કહેવાય છે, અને જેના શૂરવીર, રણધીર, વિદ્વાન, અને નીતિવાન સંતાનોનાં પવિત્ર ચરિત્રોથી જે દેશના યશોગાન દુનિયામા ઘેર ઘેર ગવાય છે, તે દેશના પુરાણા પવિત્ર આચાર વિચારના નિયમો જે પરાપૂર્વથી ચાલતા આવેલા છે, તે નિયમોનું મન વચન અને કર્મથી પાલન કરવુ એજ આપણા આર્યોનું પવિત્ર કર્તવ્ય છે, અને દેખાદેખી બીજા દેશોના અને બીજી પ્રજાઓના રીતિ રિવાજોનુ આપણા પવિત્ર વડીલોના અભિપ્રાય વગર મનને સૂઝે તેમ અનુકરણ કરવુ એ મોટામા મોટું પાપ છે. આપણાં પવિત્ર શાસ્ત્રો, વડીલો, અને ધર્મ ગુરૂઓનાં વચનોને અંતઃકરણથી પ્રેમપૂર્વક માન આપવુ તેજ આપણી ઉમદા ફરજ

છે, ધર્મ છે, નીતિ છે, અને કર્મ છે, અને તેથીજ આપણે ઉન્નતીના શિખરે પહોંચી દેશની આબાદાની કરી શકીશુ !

વ્હેનો આપણા ઘરસસાર તરફ નજર કરતાં એમ માલમ પડે છે કે આપણા પવિત્ર અને પૂર્ણ બુદ્ધિમાન માબાપો વડીલો અને કુટુંબીઓ આપણાં લગ્નો બાળપણમા નહીં તેમ યુવા-વસ્થામાએ નહીં એવી મધ્યમ અવસ્થામા કરે છે, અને ઉત્તમ કુળ સ્વભાવ ગુણ અને આચાર વિચાર જોઇનેજ આપણને ઘરસસારમાં જોડે છે. કન્યા આ અવસ્થાને પ્રાપ્ત થતાં પૂર્વે તેની લાજ શરમ મર્યાદા રાખવાથી સચવાય છે અને તેથી અતિશય પ્રેમની વૃદ્ધિ થતી જાય છે. નાનપણથી કન્યાને સાસુ નણદ વીગેરેના હાથ તળે ઘર સસારની તાલીમ લેવાથી તેને ઘર સસારનુ ઉત્તમ શિક્ષણ મળે છે અને તેથા તે ભવિષ્યમાં પોનાના સસારને સારી રીતે સુખમય બનાવી શકે છે. આર્યસસાર વિષે લાબો વિચાર કરતા એમજ માલમ પડે છે કે સસારનુ ઉત્તમ અને સપૂર્ણ સુખ ઉત્તમ આર્યસસ્કારી કુટુબોમાજ રહેલુ છે આપણા સસારમા પતિ પત્નીના પ્રેમ ભગના દાખલા જનસ-મુદાય સમક્ષે ઘણા થોડાજ માલમ પડી આવે છે વ્હેનો પુરૂષનુ પ્રમુત્વ તો તમારે સર્વને કબુલ કરવુજ પડશે, અને તે પ્રમુત્વ તમારા જેવી અર્ધદગ્ધ સુધરેલી સ્ત્રીઓ સિવાય સકળ ભૂમડલની ભામનીઓ પૂર્ણ પ્રેમથી અને આનદથી માન્ય કરે છે હુવે હુ તમને આપણા આર્યશાસ્ત્રોના આધારથી સ્ત્રીઓની ફરજો શી છે તે બતાવુ છુ.

આપણા આર્યશાસ્ત્રોમા સૌથી પ્રાચીન પુસ્તક તે ઋગ્વેદ

સંહિતા છે, એમ મારા સમજવામાં આવે છે. આર્યસંસારમા સ્રીને એક ગુલામડી તરીકે માનવામા આવે છે એવો જે આક્ષેપ મૂકાયો છે તેના પ્રત્યુત્તરમાં હું જણાવુંછું કે સ્રીને એક દેવી તરીકે આર્યસસારમા માનવામા આવે છે. પરમાત્મા સંબંધી ઋષિઓની પ્રાચીનમાં પ્રાચીન ભાવના તે પુરૂષ રૂપે નહીં પણ સ્રી રૂપેજ પ્રત્યક્ષ થએલી છે. 'अदिति' શબ્દ ઉપરથી 'आदित्ति' શબ્દ થએલો છે અને તેથી વરૂણ વગેરે આદિત્યો કરતાં પણ એની પૂજા જુની હોવી જોઇએ એમ સહજ અનુમાન થઇ શકે છે હવે આદિતિ તે કોઈ અન્ય દેવની સ્રી રૂપે કલ્પાએલી નથી પણ સ્વતત્ર આદિ કારણ દેવોની માતા તરીકે મનાએલી છે. જેમ વરૂણ ઉપરથી વરૂણાની, ભવ ઉપરથી ભવાની, ઇંદ્ર ઉપરથી ઇન્દ્રાણી વગેરે રૂપો થતા જોઇએ છીએ અને તે ઉપરથી સ્રીની ગૌણતાનું અનુમાન કરવાનુ કાઇક પણ દેખીતુ કારણ મળે છે, તેમ આદિતિની બાબતમા જણાતુ નથી વળી સ્રીની મૂર્તિ કેવી મનોહર લાગતી હશે તે ઉષા (Dawn) ના વર્ણનમા શબ્દે શબ્દે જણાઇ આવે છે સ્રી અને પુરૂષ યજ્ઞમા સાથે ભાગ લેતા, સ્રી અને પુરૂષ બને ઘરના એકઠા માલીક દમ્પતી. दम्पती -दम'- Domus a house पती Lord ગણાતા, ને नगृहंगृहमित्याहु- गृहिणीगृहमुच्यते', ઇટ માટીનુ ઘર તે ઘર નથી પણ ગૃહીણી એજ ઘર છે. પાછલા કાળના વચનોમાં પ્રત્યક્ષ થતો કોમળ ભાવ તે વેદકાળમા પણ અસ્તિત્વમા હતો એમ બતાવનારા પ્રમાણો જડી આવે છે. 'जायेदमस्तमघवन्सेदुयोनिः' હે મઘવન ઇંદ્ર સ્રી એજ ઘર છે એજ સર્વેનુ કારણ છે.

દશમા મંડળમાં લગ્ન સંબંધી જે સૂક્ત છે અને જેમાં તે વખતના પતિ પત્નીના સંબંધ વિષેના વિચારો એકત્ર થઇ ગોઠવાયા છે તેમાં વહુને નીચે પ્રમાણે આશીર્વાદ દીધો છે; 'सम्राज्ञीश्वशुरेभवसम्राज्ञीश्वश्र्वांभवननान्दरिसम्राज्ञीभव-सम्राज्ञ्येधिदेवृषु' ॥ સસરા ઉપર તું મ્હારાણીનું પદ મેળવ, સાસુ ઉપર મેળવ, નણંદ ઉપર મેળવ, અને દીયરો ઉપર મેળવ' પતી પત્નીના સ્નેહની ભાવના કેવી ઉંચી હશે એ સમજવા માટે પુષ્કળ વચનો છે, 'संमजन्तुविश्वेदेवाःसमापोहृदयानिनौ। समातरिश्वासधातासमुदेष्ट्रीदधातुनौ' ॥ એ પ્રમાણે પરસ્પર હૃદય જોડવાની દેવતાઓને વર વહુ પ્રાર્થના કરે છે, અને પાણી ગૃહણ વખને गृभ्णामितेसौभगत्वायहस्तंनयापत्याजरदष्टिर्य-थासः। भगोअर्यमासवितापुरन्धिर्मह्यंत्वादुर्गार्हपत्यायदेवाः ॥' સૌભાગ્ય માટે હું તારો હાથ પકડું છું, મારી સાથે તું ઘરડી થા, ભગ અર્યમાસ વિતા અને પુરંધિ એ દેવોએ ગૃહસ્થાશ્રમ ભોગવવા માટે તને મને આપી છે. પતિપત્ની એકઠા ઘરડા થાય એ કરતા જગતમા બીજું વધારે સુખ નથી, અને એ પવિત્ર ભાવ આપણા ઋષીઓને ઘણોજ મીઠો લાગતો, એજ સૂક્તમાં વર ફરી કહે છે કે 'आजरसायसमनक्तुअर्यमा । અર્યમા અમને છેક ઘડપણ પર્યન્તને માટે પરસ્પર જોડો, અને એક બીજા સૂક્તમા કહ્યુ છે કે 'इहप्रियप्रजयातेसमृध्यतामस्मिन्गृहेगार्ह-पत्यायजागृहि । एनापत्यातन्वंसंसृजस्वाधाजिव्रीविदथमा-वदाथ' આ ઘરમા તારૂ ગૃહપત્નીપણુ ભોગવવા માટે જાગતી રહે એ પતિ સાથે તારૂ શરીર જોડ, અને તમે ઘરડાં થાઓ

ત્યાંસુધી એકઠાંજ પરમાત્માની જ્ઞાન ભરી પ્રાર્થના બોલો.

સારા મન વાળી, સારા શરીર વાળી, વીરમાતા જે 'देवकामा' એટલે ધાર્મિક વૃત્તિવાળી હોય, અને જેની આંખ સર્વત્ર શીળી પડે ( अघोरचक्षुः ) અને જે ઘરનાં સઘળાં માણસ તથા પશુઓને કલ્યાણ કારિણી હોય એવી સ્ત્રી ઋષીઓ માગતા, અને તેઓનો સબંધ માત્ર આ લોક પૂરતોજ ન હતો, પણ ' ऋतस्ययोनौसुकृतस्यलोकेऽरिष्टांत्वासहपत्याद्धामि ' । પરલોકમા પણ પતિની સાથે પત્નીનો વાસ કહેલો છે; વળી ' पत्युरनुव्रताभूत्वासनह्यस्वामृतायकम '। એમ સ્ત્રીને પતીની સાથે ધર્મ આચરીને અમૃતત્વ માટે તૈયાર થવા ઉપદેશ કર્યો છે. 'शिवानारीयमस्तमागन्निमंधातालोकमस्यैदिदेश' । ગૃહરૂપી દુનિયા તો પરમેશ્વરે સ્ત્રીનેજ સોપી દીધી છે! વળી ઉપનિષદમા કહ્યુ છે કે " मिथुनउपगायमात्माअङ्गुष्ठाइतिपुमांसःअङ्गुलयइति स्त्रियः कर्णावितिपुमांसौभ्रुवावितिस्त्रियौओष्ठावितिपुमांसौनासिकेइतिस्त्रियौदन्ताइतिपुमांसौजिह्वेतिस्त्री " । આ આત્મા ( શરીર ) મનુષ્ય પોતે સ્ત્રી અને પુરૂષ ઉભય રૂપ છે; અંગુઠા એ પુરૂષ અને આંગળીઓ એ સ્ત્રી, કર્ણ એ પુરૂષ, ભમ્મરો એ સ્ત્રી, હોઠ એ પુરૂષ, અને નાસિકા એ સ્ત્રી, દાંત એ પુરૂષ અને જીભ તે સ્ત્રી!! બૃહદારણ્યક ઉપનિષદમા કહ્યુ છે કે; ' सवैनैवरेमेनस्माद्देकाकीनरमतेसाद्वितीयमैच्छत्सहैतावानासयथास्त्रीपुमांसौस परिष्वक्तौसइममेवात्मानंद्वेधापातयत्ततः पतिश्च पत्नीचाभवतांतस्मादिदमर्धवृगलमिवस्वः। इतिहस्माऽऽहयाज्ञवल्क्यः । तस्मादयमाकाशःस्त्रियापूर्यतएव ॥ ' પ્રજાપતિ પરમાત્માને એકલા ગમ્યુ નહીં અને તેથી અને

બીજાની ઇચ્છા થઈ એ સ્ત્રી અને પુરૂષ મળીને જે એક આખું સ્વરૂપ થાય છે તે તે પોતે હતા. પછી તેમણે પોતાના સમગ્ર સ્વરૂપના બે ભાગ પાડયા, पत्त–પડવું તેથી એક ભાગ પતિ અને બીજો ભાગ પત્ની કહેવાય છે, તેથી વિવાહ પૂર્વે પુરૂષ તે પોતાના ખરા સ્વરૂપનુ માત્ર અડધીયુ જ છે. આ આકાશ કહેતાં શૂન્યકાર અર્થાત્ સ્ત્રી વિનાનો પુરૂષ અગર તો આ સમસ્ત વિશ્વ તે સ્ત્રી થકીજ પુરાય છે. અન્યત્ર ડાબી અને જમણી આખમાં પ્રકટ થતા ચૈતન્યમા સ્ત્રી અને પુરૂષની કલ્પના કરી છે, અને એ સ્ત્રી અને પુરૂષ મળીને હૃદય આકાશ ઉત્પન્ન થાય છે એમ કહ્યુ છે. આમ વ્યક્તિનુ હૃદય જેમ સ્ત્રી અને પુરૂષ બે મળીને થયુ છે, તેમ વિશ્વનુ હૃદય પણ સ્ત્રી અને પુરૂષ મળીનેજ બનેલુ છે, આનેજ શાસ્ત્રો ઇંદ્ર અને ઇંદ્રાણી એવા નામ આપે છે એમ ઉપનિષદો જણાવે છે

બ્હેનો આ પ્રમાણે આર્યશાસ્ત્રો સ્ત્રીઓની કીમત કરે છે; હવે તમે કહોછો કે સ્ત્રીઓને ગુલામ ગણવામા આવે છે એ શી રીતે માની શકાય ? તમે જરા જ્ઞાનની નજરે નિહાળી જુઓ કે પુરૂષો તમને ગુલામ કેવી રીતે ગણે છે ? પુરૂષો બિચારા આખો દિવસ શારીરિક અને માનસિક આપદાઓ ભોગવી બળદીઆનો અવતાર લઇ સંસારક્ષેત્રમાથી તમારે માટે ધન ધાન્યાદી ઉપાર્જન કરે છે, આખી જીન્દગીના પૈસાનો ઉપયોગ તમને અને તમારાં બાળબચ્ચાને પાળવામા કરે છે. તમારા શરીર પર બશેર બશેર સોનાના અલંકારો કરાવી તમને શૃંગારી દે છે અને નિરંતર જેઓ તમારૂં મુખ મલકાતું હસતુ જોવામાજ સુખ માને છે, તેવા

પવિત્ર દેવાંશી આર્યદિપકોને તમે ધિઃકાર આપો છો એ કેટલો અન્યાય છે ? શું આપણે સ્ત્રી જાતી પુરૂષની ફક્ત પૈસાનીજ સગી છીએ ? કેવા હલકા વિચાર ? બિચારા પુરૂષો પોતાના ઉપર સંકટો આવે તો ભલે પણ તમારો વાળ સરખો પણ વાંકો થવા દેતા નથી, ને તમને નિરંતર પળે પળે મો માગ્યું આપીને પ્રસન્ન રાખે છે તોપણ તમારે તો હજુ છૂટાપણું અને સ્વતંત્રતા જોઇએ છીએ ? ક્હેનો તમે કેટલી બધી છૂટ લેશો ? કેટલી બધી સ્વતંત્રતા ભોગવશો ? યાદ રાખજો કે અતિશય છુટાપણાથી વાડામાના પાડાની માફક વાઘના હાથથી મરણ પામવાનો સમય આવશે ! પુરૂષો તમને મુસલમાની જમાનાની માફક જનાનામાં ક્યા ગોધી રાખે છે ? તમે અંગ્રેજ લોકોની સ્ત્રીઓના છુટાપણાનું અનુકરણ કરવા જાઓ છો પણ તેમના કર્તવ્ય આપણા કર્તવ્ય જેવા છે. જેવી આપણે ઘરસંસારમા ફરજો બજાવવાની છે તેવીજ તેમને બજાવવાની છે.

જુઓ સાંભળો એક ઇતિહાસકાર લખે છે કે ' The duties of the wife were simple, she had to obey her husband, for he was her head, her lord and superior; she was to fear him, reverance him and praise him alone, she had to cultivate silence, she had to spin and take care of the house, and she ought to stay at home, and attend to her children The only occasions for her going out were when she went to church, or with her husband to visit a sick brother '

ક્લેમેન્ટ ઑફ અલેકઝન્ડ્રા ગૃહિણીનું કર્તવ્ય એટલુંજ બતાવે છે કે "She is to exercise herself in spinning and weaving and superintending the cooking if necessary. Women are with their own hand to fetch from store what we require, and it is no disgrace for them to apply for themselves to the mill; nor is it a reproach to a wife-house keeper, and helpmeet, to occupy herself in cooking, so that it may be palatable to her husband when thirsty, set food on the table as neatly as possible and so give herself exercise tending to sound health, the Instructor will approve of a woman like this

તમે ભર સમાજોમા, લગ્નાદી શુભ પ્રસગોમા, અને દેવ દર્શનાદી પ્રસગોમા સારી રીતે છુટથી ફરી ફરી શકોછો! માગલિક પ્રસગોમાં પણ ધાર્મિક ક્રિયાઓ તમારાજ હાથથી કરાવવામાં આવે છે. પુરૂષો બિચારા એકદર દુનિયાનો તમામ દોરદમામ વૈભવ અને સુખ તમારી સાથેજ તમારામા અને તમારા મુખના મદ હાસ્યમાં વસી રહેલાં છે એમજ માને છે તેમ છતા તેમનાથી વિરૂદ્ધ પડવા સારૂ જે જે પ્રયત્નો તમે શરૂ કરો છો તે સારૂ કરતાં નથી, માટે હે આર્યભૂમિની કલ્યાણી દેવાંશી અને પરાક્રમી વિર બાળાઓ જે પતિની મન કર્મ અને વચનથી સેવા કરે તેનુજ નામ સતિ છે માટે:-

*　　　　*　　　　*

નિર્મળ તે નારી પતિ હિત ચિત ઇચ્છનારરે,
ધન્ય તેણે ધારી દેહ જગ માંઝારરે,
પતિવ્રત ધર્મનારી સદન તણી શૃંગારરે-૦
સુખ દુઃખના અવસર સાખી ગૂઢ કથ હૃદયમા રાખી,
નહિ મુકે પ્રપંચ પાખી સત્ય વચન વદનથી ભાખી,
જગમાંહી સેવે સ્વામી તેનો થાએ સદા જયકારરે-૦
-કવિ મહાસુખરામ

બ્હેનો આટલુ કહીને હુ બેસી જવાની રજા માગું છું."
કહીને જોસગધ તાલીઓના અવાજો વચ્ચે બેસી જાય છે અને છેવટે લેડીલાઇટ પ્રમુખ તરીકેનું છેલ્લું ભાષણ કરવા ઉભા થાય છે. પુષ્કળ તાળીઓના અવાજો થાય છે અને છેવટે શાતી પથરાતા ગભીરતાથી બોલવા માડે છે,

"મારી વ્હાલી બ્હેનો !

આજની મીતીંગ જોઇને મને ઘનોજ આનદ થાય છે, આજના કુસુમ બ્હેનના ભાષણથી તમારા હીંદુસસારની સ્થિતિ મારા સમજવામા આજે સારી રીતે આવી છે હીંદુ સ્ત્રીઓની દુ ખી સ્થિતિ સુધારવી એ મારી અતકરણની ઇચ્છા છે સ્ત્રીનો પુરૂષ કરતાં થોડો ઓછો દરજ્જો છે તે સર્વ જગતની હિસ્ટરી (ઇતિહાસમા) થી માલમ પડી આવે છે તમો હીંદુ સ્ત્રીઓ કરતા યુરોપ મધ્યે અને અમેરિકા મધ્યે સ્ત્રીઓને વધારે માન છે, અને ત્યા સ્ત્રીઓ પુરૂષની બરાબરી હકકો મેળવવાને વાસ્તે ઘણાજ એટેમ્ટ યત્નો કરે છે તોપણ તે રાઇટ્સ હકકો તેમને આપવામા આવતા નથી તેનુ કારણ કુસુમ બ્હેને કહ્યું તેજ છે,

તેમાં કાંઇપણ ડાઉટ સંદેહ નથી. અમારા અંગ્રેજ લોકોની સ્ત્રીઓની કન્ડીશન સ્થિતિ પ્રમાણે તમારી સ્થિતિ થાય એ તમારૂ માનવુ સમજવુ હુન્ડરસ્ટેન્ડીંગ બહુ ભૂલ ભરેલુ છે. અમારા ફેમીલી કુટુંબ કરતા તમારા ઘરની સ્થિતિ અમારા કરતા ઘનીજ ઉત્તમ છે એ હું મારા ખાસ અનુભવથી કહુ છુ. તમારામાં પુત્રીના લગ્નની તજવીજ માબાપને સોપેલી છે, આથી પુત્રીની લાઇફ (જીંદગી) સારી રીતે શાતીમા જાય એવી ગોઠવણ ઘણી કાળજીથી માબાપ તરફથી કરવામા આવે છે. તમારા મેરેજો (લગ્નો) તમે જ્યારે બાર તેર વરસના થાઓ ત્યારે કરવામા આવે છે ધેટ ઈઝ અર્થાત તમારૂ સ્ત્રીપણુ પ્રાપ્ત થવા અગાઉ તમારો ધણી ધણીઆણી વાઇફ હસબન્ડ તરીકેનો સંબંધ શરૂ થાય છે, તેથી તમારા બનેમાથી કાઇ વિપરીત કલ્પનાઓ થતી નથી, અને એક બીજાનો ટેમ્પર સ્વભાવ મળી જાય છે, તે કારણથી તમારો દાર સંસાર સુખથી ચાલે છે અમારા લોકોનો કસ્ટમ ચાલ જુદો હોય છે અમારામા પુત્રીના સુખ દુઃખ કરતા પુત્રના સુખ દુઃખ ઉપર લોકોનુ વધારે માઇન્ડ ધ્યાન (મન) હોય છે અમારામાં કોઇ પુઅર કન્ડીશન ગરીબ સ્થિતિની પુત્રીના લગ્ન પોતાના બર્થ ચર્ચ જન્મ દેવળમા સાધારણ રીતે અને સહેલાઇથી થઇ શકે છે, પણ પુઅર સ્થિતિના પુત્રના લગ્ન થવા સારૂ મારામાર થાય છે, તેથી તેને પોતાની લાઇફ જીંદગીના ઘણાખરા દિવસો લોકોની એવી સેવા ચાકરી કરવામા કાઢવા પડે છે, અને તે સારૂ કેટલાક પ્રકારના હલકા ધંધા પણ કરવા પડે છે. તમારા મધ્યે હું આ એક મોટો ચમત્કાર જોઉ છું કે

પુત્રી ગરીબ હો અગર શ્રીમત હો રોગી હો વા ગમે તેવી દુઃખી હો તોપણ તેનાં ગમે ત્યાં લગ્ન થાય છે, અને અમારા દેશમાં જુઓ તો હજારો સ્ત્રીઓ અવિવાહીત રહી જીદગી ગાળે છે; તેમને આખા જન્મારામા પણ કુટુંબ સુખ અને પુત્રની માનુ સુખ જોવાને મળતું નથી. આ અમારા વગર પરણેલાની સ્થિતિ કહી, હવે પરણેલાની તપાસશો તો ઘણીક કન્યાઓનાં મેરેજ (લગ્ન) ઘણોજ થોડો પગાર લાવનાર પુરૂષ સાથે થએલા હોય છે, અને અધુરામા પુરૂ તો જ્યારે બચ્ચાકચ્ચાઓના અતિશય વધારો થાય છે ત્યારે તેમની અવદશાની વાત રહેતી નથી, માબાપના જીવ એટલા બધા મુઝાય છે કે તેની વાત કરવાની રહેતી નથી

અભક્ષાભક્ષની સૂચનાઓ જે આ સભામા મૂકવામા આવી છે તે ઘણુ શરમ ભરેલુ છે. હિંદુસ્તાનની સ્ત્રીઓ જે સ્વપ્ને પણ દારૂ માસના પડછાયે ઉભી ના રહે અને તે વાપરનારનો કદી ભૂલમા સ્પર્શ થઇ જાય તો તરતજ અપવાસ કરી ગગાજળથી સ્નાન કરે, તેવી પવિત્ર આર્યમંડીલાઓની બાળાઓના મુખમાથી ઔષધ તરીકે તે વાપરવાની ભલામણ થાય, તે ઘણુજ ધિઃકારને પાત્ર છે હજુસુધી તેમનો પ્રચાર સ્ત્રીઓમા દેશના કાક સુભાગ્યે પસર્યો નથી; વખતે કોક ઠેકાણે સુધારાના નામે ઉપયોગ થતો હશે તોપણ તે ઘણોજ થોડો અને છાનો થતો હશે! મારે દિલગીરી સાથે કબુલ કરવુ પડે છે કે પુરૂષ વર્ગમા કેળવાએલાનો મોટો ભાગ અને શક્તિના ઉપાસકોનો ઘણો મોટો ભાગ દારૂનો ઉપયોગ કરે છે, તે કેળવણી અને ધર્મના ખરા

રહસ્યને નીચું જોવરાવનારૂ છે જો સુધારાના હિમાયતીઓ દારૂ માંસ અંગ્રેજ લોકોનું વ્હાલુ ખાણુ પીણુ છે એમ માનીને ઉપયોગ કરતા હોય તો તેઓ ઘણી મોટી ભૂલ કરે છે, અમારા યુરોપમાં પણ ભાજીપાલાના ખોરાક ઉપર ગુજરાન ચલાવવાની ભલામણ કરનારી મંડળીઓ ઘણી સ્થપાએલી છે; અને દારૂની બુરી રસમને અટકાવ કરનારી પણ ઘણી સંસ્થાએ સ્થપાએલી છે જે ટેમ્પરન્સ અને વેજીટેરીઅન સોસાઇટીના નામે ઓળખાય છે. આ પ્રમાણે જ્યારે પાશ્ચિમાત્ય પ્રદેશની પ્રજાના આગેવાનો અને વિદ્વાનો દારૂ માસનો ત્યાગ કરવાની હીલચાલ કરે છે, ત્યારે તમારા દેશની પ્રજાના આગેવાનો અને વિદ્વાનો નિમગ્ન રહે છે, તે એક દેશની પડતીનુ ચિન્હ છે, માટે તમારે સ્વપ્ને પણ દારૂ માસની હિમાયત કરવીજ નહી. હિંદુસ્તાનની આર્યાએ મહીલાઓ જેને અમારા દેશની પ્રજા એક વિરગાળા અને વિદુષી સતીએ તરીકે માને છે, તે દેશદીપક સન્નારીઓની પુત્રીઓને આવી અવળચંડી રીતે સુધારા અને ફેશનમા ફસાતી જોઇને મારૂ મન દિલગીર થાય છે,

બ્હેનો હવે ચોઇસમેરેજ પ્રીતિલગ્નોના સબંધમા વિચાર કરીએ તો અમારા દેશમા ડાઇવોર્સ છુટાછેડાના કેસો એટલા બધા થાય છે કે જેનો સુમારજ રહેતો નથી. અમારા અંગ્રેજ લોકો અને તેમની સ્ત્રીએ વિલાયતથી આ દેશમા ભારે પગારે આવે છે તેમની સ્થિતિ જોઇને તમારે મોમા પાણી લાવવુ ન જોઇએ. અમારામા પણ જેએ દારના શ્રીમંત હોય છે તેજ સુખી હોય છે સાધારણ રીતે અમારા ગૃહસ્થલોકો અને તમારા

ગૃહસ્થ લોકો જેઓને જેન્ટલમેન કહેવામાં આવે છે તેઓના સુખની જો તુલના કરી હોય તો તમારા જેન્ટલમેનોમાં વધારે હેપીનેસ સુખ લકઝરી વૈભવ, વનનેસ એકયતા અને બ્રધરહુડ ભાઇચારો માલમ પડે છે, માટે બ્હેનો તમે અમારા અગ્રેજ લોકોના રીત રિવાજોનું અનુકરણ કરવું છોડી દઈ તમારા પોતાના પૂર્વજો ઋષિ મુનિઓ મહાત્માઓ શાસ્ત્રવેત્તાઓ અને પંડિતોના ઘરસંસારનું અનુકરણ કરો અને તમારા પોતાના રીત રિવાજો પાળી તમારા ઘરસસારને તમારી પોતાની બુદ્ધિથી ચલાવી સુખી કરો. અમારા પોશાક ખાનપાન અને રીત રિવાજોનુ અનુકરણ કરવુ જવા દઇ અમારા સપ, વિદ્યા દેશાટન, દેશાભિમાન અને રાજ્યભકિતનુ અનુકરણ કરો કે જેથી તમને કોઇ પણ પ્રકારનો ફાયદો થઇ શકે !! સુધારા અને ફેશનની નકલ કરવાથી તમે સારા દેખાઓ છો એમ જો તમે માનતા હો તો તે મોટી ભૂલ છે, અમે અંગ્રેજ લોકો તમને તમારા દેશી પોશાકમાં અને તમારા દેશી રીતિ રિવાજોમા જોવાને ઘણા ઇતેજાર અને ખુશી છીએ; માટે બ્હેનો તમે તમારા માતા પિતા વડીલ અને પતિની આજ્ઞાંકિત થાઓ અને તેમના વચનોનુ અને તેમની રહેણી કહેણીનુ અનુકરણ કરી, તમારી નારી દેહને દીપાવી, આર્યભૂમિની કિર્તીને દીગદીગાન્તરે દીપાવો એવી મારી ખરા અંતઃકરણની ઇચ્છા અને આશિષ છે, માટે બ્હેનો તમે સૌ તમારા મનમા યાદ રાખજો કે,

"If a lesson is to be drawn it surely is that—as with individuals there is no place like home, so

with a state there is no institution like home; that a community can be great only where there are happy harmonious and virtuous homes and that homes can not be happy and harmonious and virtuous unless Woman is accorded a worthy place in these homes, with freedom of action with a consciousness of responsibility and with the right, unfettered by circumstance or prejudice, to develope all that is best and noblest in her to the utmost perfection."

કહી લેડી લાઇટ પુષ્કળ તાલીઓના અવાજો વચ્ચે બેસી ગયા. અને છેવટે કેસર આગળ આવી પોતાના બુલંદ અવાજથી કહેવા લાગી,

"વેલ લેડીઝ થ્રી ચીઅર્સ ફોર અવર કાઇન્ડ પ્રેસીડેન્ટ, હીપ, હીપ! હુરરે! હુરરે!

હીપ! હીપ! હુરરે! હુરરે!

હીપ! હીપ! હુરરે! હુરરે!" આનંદ અને તાળીઓના અવાજ કરતી સભા ધીમે ધીમે વેરાવા લાગી, કુસુમ પણ હોલી હૉલમાથી બહાર આવી અને સભામા બનેલા બનાવથી તેના મુખમાંથી પરાણે ઉદ્‌ગાર નીકળી પડયા.

*   *   *

“ પડયો પટ પ્રેમનો હૃદયે હૃદય રસમય બનેલુ છે,
મળી પરમાણુ એ હૃદયે સ્વરૂપ સ્ત્રીનુ ધરેલુ છે,
હૃદયમા મીઠી તે મરતિ હૃદયની યાદ લાવે છે,
હૃદય ધડકે નિરાશાથી નયન ત્યા આસુ નાખે છે ”

આશા આર્યોવર્તની આર્યસ્ત્રીની ઉમદા ભાવના નવીન કેળવણીમા કેળવાએલી આર્યબાળા વિસરી જાય છે? પ્રભુ, પ્રભુ, “આતે મીટીંગ ઑફ મોરેલીટી કે ચીટીંગ ઑફ સોશ્યાલીટી!”


બીજો ભાગ સમાપ્ત.